# બાળક

( પુસ્તક ૧ લું. )






સંપાદક—

ભીખાભાઇ પુરૂષોત્તમ વ્યાસ

રૂપીયા બે

# અનુક્રમણિકા

---

સીતા.—ભીખાભાઇ પુરુષોત્તમ વ્યાસ

સંપાદકનાં બીજાં પુસ્તકો:—

| | |
|---|---|
| સીતા વનવાસ | ૦–૧૨–૦ |
| રાષ્ટ્ર ગરબી | ૦—૪—૦ |
| રાષ્ટ્ર કીર્તન | ૦—૪—૦ |
| ભયંકર ભુજંગ | ૧—૪—૦ |

G

બાળોપયોગી પુસ્તક

# બાળભજન સંગ્રહ

ભાગ ૧લો.

(આવૃત્તિ બીજી)

મળવાનું ઠેકાણું:—

નવશક્તિ સાહિત્ય મંદિર,

ગોધરા.

# બાળક

[ ત્રિમાસિક ]

પુસ્તક ૧. પોષ, ૧૯૭૮ ભાગ ૧.



બાર ઉઘાડ.

# બાર ઉઘાડ.



પ્રભો ! પાય લાગું ! ત્હારાં બાર ઉઘાડ.
બાર ઉઘાડ, ત્હારાં બાર ઉઘાડ;
બાર ઉઘાડ:
પાલવ ઢાળું, આંસુ ઓવારૂં;
પ્રેમથી પધારી ત્હારાં બાર ઉઘાડ.

પ્રભો ! પાય લાગું ત્હારાં બાર ઉઘાડ.
'દિવસો કેટલા વીતિયા,
સુખ વંખતા માસ;
વરસો વીત્યા વિરહના,
આશા થાય નિરાશ.'
બાર ઉઘાડ:
પ્રભો ! પાય લાગું, ત્હારાં બાર ઉઘાડ.

કવિ ન્હાનાલાલ.



# ૨ સીતાજીનો પોપટ.

પઢોરે પોપટ રાજા રામના.
સતી સીતા પઢાવે,
પાસે બાંધી પાંજરું,
મુખ રામ જપાવે—પઢોરે૦

પોપટ, તારે કારણે,
લીલા વાંસ મંગાવું,
તેનું ઘડાવું પોપટ પાંજરું,
હીરે રતને જડાવું—પઢોરે૦

પોપટ, તારે કારણે,
શી શી રસોઇ બનાવું !
સાકરનાં કરી ચુરમાં,
ઉપર ઘી પીરસાવું—પઢોરે૦

પાંખ પીળી ને પગ પાંકુલ,
કોટે કાંઠલો કાળો,
નરસૈંયાના સ્વામીને ભજો,
રાગ તાણી રૂપાળો—પઢોરે૦

નરસિંહ મ્હેતા.



## ૩ નોતરૂં.



મારે ઘેર આવજો માવા !
ભાવે તો ઢેબરૂં ખાવા !
બાજરીના બે ઢેબરા કીધા, તળીયાં વાટે તેલ,
વલ પાપડ ને કાચલી, માંહી દહીંનું દહેણું મેલ.
મારે ઘેર આવજો માવા !
મારા ખેતરમાં લાભડી પાકી, આવી કુમવટેલ,
કારીગઢીનું શાક ખાઓ તો ઓ દિસે છે વેલ.
મારે ઘેર આવજો માવા !
બાજરીનાં બે ઢેબરા કીધા, બીજે મેલ્યાં વાઈ,
કર જોડીને કહે કુબેરો, ભગવાનદાસનો ભાઈ
મારે ઘેર આવજો માવા !
ભાવે તો ઢેબરૂં ખાવા !

કુબેર ભગત.



# ૪ દાતરડું.



[ એક બાલ ગીત. ]

આ દાતરડું કેવું છે ? ચાર વાઢે એવું છે
આ ચાર કેવી છે ? ભેંસ ખાય એવી છે.
આ ભેંસ કેવી છે ? દૂધ દે એવી છે.
આ દૂધ કેવું છે ? દહીં થાય એવું છે.
આ દહીં કેવું છે ? માખણ થાય એવું છે.
આ માખણ કેવું છે ? ઘી થાય એવું છે
આ ઘી કેવું છે ? વાણીઓ લે એવું છે.
આ વાણીઓ કેવો છે ? રૂપીઓ આપે એવો છે.
આ રૂપીઓ કેવો છે ? સાલ્લો લે એવો છે
આ સાલ્લો કેવો છે ? મામી પહેરે એવો છે.
આ મામી કેવી છે ? માર ખાય એવી છે
આ માર કેવો છે ? લ્હેવા જેવો છે !

સૌ. સુમતિ પટેલ.



# ૫ પ્રહ્લાદ.

ॐ

બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ,
એમ હોકારે બડેકારે બોલે મૂઢમતિ,
હું તો મનમાં ન રાખું કોની બીક રતી,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ.
મને શું કરે તારો રામ રીસ કરી ?
મારી સન્મુખ ન શકે ધીર ધરી;
ગયો વૈકુંઠેથી નાસી મારા ત્રાસે કરી,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ.
દેખી સ્તભને પ્રહ્લાદે પ્રણામ કર્યો,
મન આનંદ આણીને પ્રદક્ષિણા ફર્યો,
એવું દેખીને દાનવપતિ ક્રોધે ભર્યો,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ.
બાધો સ્તભશું વછુટે ઊઠયો ખડ્ગ ધરી,
કાઢી મૂછ પછાડી દેડી દોટ દઇ;
ફાટયો કડકડ સ્તંભ ધરા ધ્રુજી રહી,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ.
દીઠો કારમો કેસરીનર પ્રકટ થયો,
રૂપ નીહાળી દાનવપતિ દૂર ગયો;
ધરી હાથ ખડ્ગ આવી ઉભો રહ્યો,
જુઓ પિતાજી પ્રેમે મુજ વૈકુંઠપતિ.

કાળિદા



# ૬ પ્રભુ ! જીવન દે રૂડું બાલસમું.

ત્રોટક.

રસવન્તુ અને અતિ પ્રેમ ભર્યું,
મન નિષ્કપટી વચનોથી ઠર્યું;
ઉર ભાવ મહીં પુર હેત રહ્યું,
પ્રભુ ! જીવન દે રૂડું બાલસમું.

૧

જગ હાસ્ય મહીં નિત નાચી રહે;
નચવે નીજ માત પિતા ઉરને,
સરસી મધુરી નિત વાણી વહે
પ્રભુ બાલ સમું રૂડું જીવન દે.

૨

જગ તાપ વિસારે નિહાળી તુને,
પ્રભુતા તુજમા ભરી નીરખીને;
પ્રભુનું મૃદુ કોમળ બાળક તું !
પ્રભુ ! જીવન દે શુભ બાલસમું.

૩

અંબાલાલ આ. મહેતા.



# ૭ માખીનું બચ્ચું.

માખી બોલી મુખ થકી, પ્યારા બચ્ચા પાસ;
જઈ આવું હું જ્યાં સુધી, ઊડીશ મા આકાશ.
ઉકળે છે આમણો, જે તે પાસે જાય,
સૂકે ફરતા ચોટ તો, જીવનું જોખમ થાય.
એમ કહી એ તો ગઈ, બચ્ચું બુદ્ધિ બાળ;
દિલમા ડહાપણ રાખવા, તે લાગ્યું તત્કાળ.
ઘરડા તો વાતો ઘણી, કરે વધારી જેમ,
ઊડી ફરતા આટલે, કહો મરીશ હું કેમ!
એમ કહી ઊડી ગયું, પહોંચ્યું પાણી પાસ;
અંજાઈ એમા પડ્યું, વળતી થયું વિનાશ.
બોલ્યું મરતા બોલ તે, જે ચાલે આ ચાલ;
માને નહિ માબાપનું, તો તેના આ હાલ.

દલપતરામ



# બાળક

---

બાળજીવનનાં નિર્દોષ સુખ કોણે નથી અનુભવ્યાં ? બાલ્યાવસ્થાની નિશ્ચિંત મઝા અને આનંદના મધુર સ્વપ્નાં કોને નહિ આવતાં હોય ? ઈશ્વર કૃપાથી નિરંતર બાળક રહેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય તો તે અમૂલ્ય લાભ જતો કરવાની મૂર્ખતા કયો બુદ્ધિશાળી મનુષ્ય કરશે ! એક દશાની પાછળ ભવિષ્યને દીર્ઘદૃષ્ટિથી અવલોકનાર અને ભવિષ્યનાં મધુર સ્વપ્નાં જાતે અનુભવી બીજાને અનુભવાવનાર મી. પોલરીશાર પોતાના પ્રભુના ચાબખા ( The scourge of Chirst ) નામના પુસ્તકમાં લખે છે કે જો આપણને ઈશ્વરકૃપાથી ઈશ્વરનો સાક્ષાત્કાર થાય તો તે પ્રસંગે પ્રભુનું સ્વરૂપ જરૂર એક નાના નિર્દોષ બાળક જેવું હશે; અને આપણે બાળક બન્યા સિવાય એટલે કે બાળજીવનની નિર્દોષતા અને અભેદભાવતા પ્રાપ્ત કર્યો સિવાય કદાપિ પ્રભુને પ્રાપ્ત કરી શકીશું નહિ. બાળજીવનની મહત્તાનો આથી વધારે ઉમદા ખ્યાલ, આપણને ક્યાં મળી શકે ?

અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થે પોતાના કાવ્યમાં એક સ્થળે લખ્યું છે કે "The child is the father of Man." આ પંક્તિનો ભાવાર્થ એ છે કે બાળકના નાનપણના અસ્ફુટ વિચારો અને ભાવનાઓરૂપી બીજ પરિસ્થિતિમાંથી પોતાના સ્વભાવને યોગ્ય પોષણ મેળવી ભવિષ્યના મનુષ્યરૂપી વૃક્ષમાં પરિણમે છે; અને તે પ્રસંગે ઉછરતાં ફૂલની મીઠાશ અમર કરનારનો આધાર [illegible] માં બાળકના આરસી જેવા સ્વચ્છ અને કુમળા મ[illegible] આપે અસર સમજે પોષક સંસ્કારની

કોઈપણ દેશની ઉન્નતિ અગર અવનતિ કદાપિ એકદેશી ન હોતાં સર્વદેશી હોય છે. જ્યારે આપણો દેશ અવનતિના અંધાર ગર્તમાં ડુબવા લાગ્યો ત્યારે બીજી સાર્વજનિક ઉપયોગી બાબતોની પેઠે બાળશિક્ષણ તરફ આપણા સમાજનું અક્ષમ્ય દુર્લક્ષ થયું. જેટલી ચિંતા માબાપોને પોતાનાં કુમળાં બાળકોને પરણાવી પસ્તાવી લ્હાવો લેવાની હતી તેટલી ખરે તેથી સોમા ભાગની ચિંતા પણ તેમનામાં સદ્વિચાર અને સદ્ભાવનાના ઉચ્ચ સંસ્કાર રેડી તેમનું જીવન ઉન્નત અને જનસેવા માટે લાયક બનાવવાની ન હતી. આવા ગુણો ઓમાં દેશની ઉત્તરોત્તર અધોગતિ થાય એમાં આશ્ચર્યજનક કંઈ પણ નથી. આપણા પૂર્વજોના તપોબળે આપણો સાર્વત્રિક નાશ ન થયો અને અન્ય પ્રજાઓની પેઠે આપણું નામનિશાન પૃથ્વીના પડ ઉપરથી ઉખડી ન ગયું એટલું આપણું સદ્ભાગ્ય. હવે કેટલાક સમયથી આપણી ઉન્નતિનો અરુણોદય થઈ ગયો છે. બાળકો એજ દેશના ભવિષ્યના આધાર સ્તંભો છે, તેમના દ્વારાજ દેશનો ભાગ્યોદય થઈ શકશે, તેમનામાંજ સ્વદેશ પ્રેમ અને સ્વાતંત્ર્યનાં બીજ વાવવાથી દેશની ગુલામીની સાંકળો તૂટી શકશે, એવી શુભ ભાવના દેશમાં કેળવવા લાગી છે, અને શાંતિનિકેતન, સત્યાગ્રહાશ્રમ, ભાવનગર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન ઇત્યાદિ સ્થળોએ છુટક છુટક પ્રયાસ પણ એ દિશામાં થવા લાગ્યો છે, એ દેશની ઉન્નતિનાં સ્પષ્ટ ચિહ્ન છે.

વર્ષાઋતુની શરૂઆતમાં જેવી ખેડુતની સ્થિતિ હોય છે તેવી જ સ્થિતિ જીવનના આરંભે દરેક બાળકની હોવી જોઈએ. જીવનમાં જેને તક કહે છે તે કંઈ મનુષ્યને વારંવાર મળતી નથી. એક વખત પણ તેને નિરર્થક કરવાથી આખું જીવન દુ:ખમય સ્થિતિમાં પસાર કર્યાના અનેક દાખલા આપણને મળી શકશે. વિદ્યાર્થી જીવન એ દરેક મનુષ્યને ઇશ્વરે બક્ષેલી ઉમદા તક છે. એના સદુપયોગ

અગર દુરૂપયોગ ઉપર મનુષ્યની જાતિ ઉન્નતિ અગર અવનતિનો આધાર છે, એટલે બાળકોનાં જીવન સુધરે, તેમનામાં સદ્‌વૃત્તિનાં બીજ રોપાય તથા પોષાય એ માટે જેટલા પ્રયાસ થાય તેટલા ઓછાજ છે. બાળકોને સાધારણ રીતે વાર્તા સાંભળવી વધારે ગમે છે. સુકા ઉપદેશથી એમનાં જીવનને સંસ્કારી બનાવવાની વાત આકાશ કુસુમવત્ ગણી શકાય. ગમ્મત સાથે જ્ઞાન આપવાની પદ્ધતિથીજ સદ્‌વૃત્તિ તરફ તેમનાં ચિત્ત આકર્ષી શકાશે. એ માટે આપણા જુના સાહિત્યમાં પણ હિતોપદેશ, પંચતંત્ર કથામંજરી જેવાં વાર્તાનાં પુસ્તકો યોજવામાં આવ્યાં હતાં. આ ત્રિમાસિકનો જન્મ પણ એજ હેતુથી છે બાળકોના તથા મોટી ઉંમરના વિદ્યાર્થીઓની કેટલે અંશે સેવા કરી શકશે તથા તેમનામાં ઉચ્ચવૃત્તિ કેટલે અંશે દાખલ થઈ શકશે એનો વિચાર સહૃદય વાચકને કરવાનો છે. એ ઉદ્દેશને સફળ કરવા બનતો પ્રયાસ કરવો એ અમારી ઇચ્છા તથા ફરજ છે. અમારી અપૂર્ણતાઓનું દિગ્દર્શન કરાવી અમને સન્માર્ગે દોરવા એ સુજ્ઞ અને સંસ્કારી વાચકનું કર્તવ્ય છે અમારા આ કાર્યમાં અમને પુરતી સહાય મળશે અને બાળકોનાં જીવન શુદ્ધ અને સંસ્કારી બનાવી બાળસેવા અને દેશ સેવાના કામમાં અમારો યથાશક્તિ ફાળો અમે આપી શકીશું એવી શુભેચ્છા સહિત વિરમીશું

તંત્રી.

# ઇનામી પ્રશ્ન.

ૐ

નિયમો:- ૧. પ્રશ્નના જવાબ અંક મળ્યા પછી પંદર દિનમાં મોકલવા.

૨. જવાબ સાથે એક આનાની ટિકિટ બીડવી.

૩. જેમ બને તેમ ખાળો જ જવાબ આપવો અને પોતાનો ગ્રાહક નંબર અવશ્ય લખવો.

૪ ગ્રાહક નહિ હશે તેના જવાબ રદ થશે.

૫. જવાબ આવેલા પૈકી ચાર જણને બાર બાર આનાની ચોપડી ભેટ મળશે. ને તેમના નામ બીજા અંકમાં પ્રગટ થશે.

પ્રશ્નના જવાબ તંત્રી ઉપર મોકલાવવા—

પ્રશ્નો.

સરવાળો ૧૫.



સરવાળો ૩૦



સરવાળો ૧૦.



ગમે તે બાજુથી ગણતાં તેજ સરવાળા આવે.

# પ્રભુના હાથમાં કુંચી આપો.



એક ઓરડામાં બત્રીસ ઓરડા,
તેમાં રમે નાના મોટા
નાના મોટે નાખી ચોળા,
ભાગીરે દરવાની ટોળા.
દરવુ બાગ ડેરા હોય,
આવ્યા રે દિલ્હીના ડેરા.
ડેરા ઉપર આણુ બાણ,
ભાગી રે લોઢાની ખાણ.
ખાણ ઉપર મોતી,
બીબી આવે રોતી.
બીબીના હાથમાં ધોકા,
ફોડ્યો બીબીનો ઢોકા.
ઢોકા કહે છે રામ રામ,
જાવું મારે વીરમગામ.
વીરમગામના બારા તાર,
આવ્યા રે ઘોડાના ભાલા.
ભાલા ઉપર આગ્ગી,
સો તલવાર પાખરી.
એક તલવાર ઉચ્ચી,
“પ્રભુના હાથમાં કુંચી.”



# પાવાગઢનો પ્રવાસ.

અમે ૨૪ વિદ્યાર્થીઓ, ત્રણ ગુરૂજીઓ, અને બો આમારી સાથેના તે બધા બોરસદથી મોટા ગાડીમાં બેસી અમાસ ઉતર્યા, ત્યા આગગાડીમા બેઠા તે આણંદ થઈ વડો દરા ઉતરીને શા મોતીભાઈ નરસીંહભાઈને ઘેર ગયા. ત્યાં અમે બધા ખાવાનુ લાવ્યા હતા તે જુદું જુદું હતું. કેટલાક ન્હોતા લાવ્યા તે બધું એકઠું કરી સર્વને વહેંચી આપ્યું. તેમા મઝા સારી હતી ત્યાંથી અમે કમેટી બાગ જોવા ગયા ત્યા માકડાં, વાદરા, કાકાકૈ, સસલાં, વાઘ, ચિત્તા સિંહ દીપડો, પોપટો, જોયા. ત્યાંથી મ્યુઝીયમ જોવા ગયા. ત્યાં બધાં હથિયાર, તોપો, સોનાની બગ્ગીઓ, ચાંદીના થાળમાં લડાઇ હતી. જુદી જુદી જાતના કડા, પથરાઓ, સિક્કાઓ મોટા સાપ, કાચબા, વીછી, ને દેડકા હતા. નીચલા હોલમાં એક માણસ ચોપડી વાંચતો હતો ન ના નાના છોકરાઓ, તબુરા, સારંગી વગેરે જોયું. ત્યાંથી બીજા હોલમાં ગયા ત્યાં એક નાગી બાઇ હતી, તથા જુદી જુદી જાતના નાના મોટા હોડાઓ જોયા. ત્યાંથી બેંડ જોવા ગયા. તેની ચારે બાજુએ બાવલા હતા તે જોયા ત્યાંથી ઘેર ગયા.

સુઇ રહીને સીનેમા જોવા ગયા. સીનેમામાં એવી કુદરત દેખી કે સામે એક માણસ બેસે છે ને રહી રહી ફીલમ ખેંચે છે. ફીલમની પાછળ ઇલેક્ટ્રીક રાખેલી હોય છે, તે સામે પ્રકાશ પડે ને ફીલમ ખેંચે એટલે માણસ વરત દોડતો જણાય ને કેટલાક એવું જાણે કે આવો સામો

માણસ છે એમ જાણીને ખુશ ખુશ થાય, ટાર્ઝન નામનો એક માણસ પથ્થર ઉપાડીને નાખે. તે એક વાંદરી સાથે ઉછરેલો હતો. એવું એવું જોયું પછી અમે બધાને ઉંઘ આવતી હતી તેથી ગાડી કરી ઘેર આવ્યા. ત્યાંથી બીજે દહાડે સવારમા મીલ જોવા ગયા. તે જોઈ પછી બપોરે ખીચડી ખાઇને પાવાગઢ જવાની ગાડીમા બેઠા વચ્ચે ચાપાનેરરોડના સ્ટેશને ઉતર્યા ને બીજી ગાડીમાં બેસી પાવાગઢ ગયા. સાજે તો સુઇ ગયા.

સવારમા વહેલા ઉઠી પાવાગઢના પર્વત ઉપર ચઢયા. અમને થાક તો બહુજ લાગ્યો હતો. ત્યા અમે દુધીઆ તળાવમાં નાહ્યા પછીથી માતાના દર્શન કરીને ઉપર પીરના દર્શન કરવા ગયા. કેટલાક છોકરાઓએ નાળીએર લીધા તે ફોડયાં. ઉપર અમે આરામ ખુબ લીધો. ને નીચે ઉતર્યા. ઉતરતાં અમને મહેનત ન્હોતી પડી. પછી અમે લાકડા ખાધા. ત્યાથી સાંજે શિવરાજપુર ગયા ત્યાં મે ગેનીઝની માતુના પથ્થર જોયા ને થોડાક સાથે લાવ્યા. પછી અમે સુખડી ખાધી ને ચણા ખાધા. ત્યાથી સમલાયા આવ્યા, ત્યાં મમરા સેવો ને ખીચડી ખાઇને ત્યાથી આજવા ગયા. ત્યાં તળાવ ઉપર એક મકાન હતું, તેમા બેઠા. ને મમરા ને કેળું ખાધુ ત્યા ભજન ગાયાં ત્યા અમને બહુજ મઝા પડી. ત્યાથી અમે વડોદરા આવ્યા. ત્યા સાંજરે અમે મગનભાઇ દેશમજી સાહેબને ગાડી હાંકવા જોયા. તેમણે અમારી સાથે વાતો કરી ને પછી અમારે ઘેર આવજો એમ કહીને પછી જતા રહ્યા. સવારે તો ગાડીમાં બેસીને અમે અમારે ઘેર આવ્યા.

બોરસદ. ભાઇલાલ પુરૂષોતમ.
ઉમર વર્ષ ૧૦.

# પાવાગઢનો પ્રવાસ.

અમે ૨૪ વિદ્યાર્થીઓ, ત્રણ ગુરૂજીઓ, અને એક અમારી સાથેના તે બધા બોરસદથી ઘોડા ગાડીમાં બેસી આણંદ ઉતર્યા, ત્યા આગગાડીમા બેઠા તે આણંદ થઇ વડોદરા ઉતરીને રા મોતીભાઈ નરસીંહભાઈને ઘેર ગયા. ત્યા અમે બધા ખાવાનુ લાવ્યા હતા તે જુદુ જુદુ હતું. કેટલાક ન્હોતા લાવ્યા. તે બધુ એકઠુ કરી સર્વને વહેચી આપ્યું. તેમા મઝા સારી હતી ત્યાંથી અમે કમેટી બાગ જોવા ગયા. ત્યા માકડાં, વાઘ, કાબરૂ, સસલાં, વાઘ, ચિત્તા સિંહ, દીપડા, પોપટો, જોયા. ત્યાથી મ્યુઝીયમ જોવા ગયા. ત્યાં બધા હથિઆર, તોપો, સોનાની જણસો, ચાંદીના થાળમાં લડાઇ હતી. જુદી જુદી જાતનાં ઇંડા, પથરાઓ, સિક્કાઓ મોટા સાપ, કાચબા, વીછી, ને દેડકા હતા. નીચલા હોલમા એક માણસ ચોપડી વાચતો હતો. નના નાના છોકરાઓ, તબુરા, સારંગી વગેરે જોયું. ત્યાંથી બીજા હોલમા ગયા. ત્યા એક નાગી બાઇ હતી, તથા જુદી જુદી જાતના નાના મોટા ફોટાઓ જોયા. ત્યાથી બેંડ જોવા ગયા. તેની ચારે બાજુએ બાવલા હતા તે જોયા ત્યાથી ઘેર ગયા.

રાત્રે લઇને સીનેમા જોવા ગયા. સીનેમામાં એવી કુદરત દેખી કે સામે એક માણસ બેસે છે ને સફેદ લૂગડું ભીંત જેવું છે. પ્રીલમની પાછળ ઇલેક્ટ્રીક રાખેલી હોય છે, તે સામે પ્રકાશ પડે ને પ્રીલમ ફેરવે એટલે માણસ વરત દોડતો જણાય ને કેટલાક એવુ લાગે કે આવો સાચો

માણસ છે એમ જાણીને ખુશ ખુશ થાય, ટાર્ઝન નામનો એક માણસ પથ્થર ઉપાડીને નાખે. તે એક વાંદરી સાથે ઉછરેલો હતો. એવું એવું જોયું પછી અમે બધાને ઉંઘ આવતી હતી તેથી ગાડી કરી ઘેર આવ્યા. ત્યાંથી બીજે દહાડે સવારમા ભીલ જોવા ગયા. તે જોઈ પછી બપોરે ખીચડી ખાઈને પાવાગઢ જવાની ગાડીમા બેઠા વચ્ચે ચાંપાનેરરોડના સ્ટેશને ઉતર્યાં. ને બીજી ગાડીમાં બેસી પાવાગઢ ગયા. સાંજે તો સુઈ ગયા.

સવારમા વહેલા ઉઠી પાવાગઢના પર્વત ઉપર ચઢયા. અમને થાક તો બહુજ લાગ્યો હતો. ત્યા અમે દુધીઆ તળાવમાં નાહ્યા પછીથી માતાના દર્શન કરીને ઉપર પીરનાં દર્શન કરવા ગયા. કેટલાક છોકરાઓએ નાળીએર લીધા તે ફોડયા. ઉપર અમે આરામ ખુબ લીધો. ને નીચે ઉતર્યાં ઉતરતાં અમને મહેનત જરાતી પડી. પછી અમે લાડવા ખાધા. ત્યાંથી સાંજે શિવરાજપુર ગયા ત્યા મે ગેનીજની ધાતુના પથ્થર જોયા ને થોડાક સાથે લાવ્યા. પછી અમે સુખડી ખાધી ને ચવાણુ ખાધા. ત્યાંથી સમલાયા આવ્યા, ત્યાં મમરા સેવો ને ખીચડી ખાઈને ત્યાંથી ગાજવા ગયા. ત્યાં તળાવ ઉપર એક મકાન હતું, તેમા બેઠા ને મમરા ને કેળું ખાધું ત્યાં ભજન ગાયા ત્યા અમને બહુજ મઝા પડી. ત્યાંથી અમે વડોદરા આવ્યા. ત્યા સાંજરે અમે અભ્યાસ તેરમજી સાહેબને ગાડી હાકતા જોયા તેમણે અમારી સાથે વાતો કરી ને પછી અમારે ઘેર આવજો એમ કહીને પછી જતા રહ્યા. સવારે તો ગાડીમા બેસીને અમે અમારે ઘેર આવ્યા.

બોરસદ. ભાઈલાલ પુરૂષોતમ.
ઉમર વર્ષ ૧૦.

# ૧. હું રોજ શું શું કરું છું?

હું રોજ સવારે વહેલો ઊઠું છું
ઊઠીને હું માબાપને પગે લાગું છું.
પછી હું દાતણ કરું છું.
દાતણ કરીને નાહું છું.
નાહીને પૂજા કરું છું.
પછી હું દૂધ પીઉં છું.
પછી હું ભણું છું.
પછી હું બેન સાથે રમું છું.
રમીને હું જમું છું.
પછી હું શાળામાં જાઉં છું.
શાળામાં હું ભણું છું.
સાંજને હું ઘેર આવું છું.
પછી હું કંઈક ખાઉં છું.
પછી હું શેરી દડે રમું છું
કોઈવાર મોઈ દાંડીએ રમું છું.
પછી હું ઘમઘમ પીઉં છું.
પછી હું રામરામ બોલું છું.
પછી હું વાળુ કરું છું
રાતે ભાઈબેન સાથે રમું છું
પછી હું માની વાર્તા સાંભળું છું.
પછી હું સૂઈ જાઉં છું
સવારે હું વહેલો ઊઠું છું.

:—ગિજુભાઈ

---

# જનસેવામાં ઇશ્વરસેવા



એક ઉનાળાની રમ્ય સાંજે નરેન્દ્ર અને રમણ નામના બે બાળમિત્રો ભાવનગર શહેર બહાર ખુલ્લી અને તાજી હવામાં ફરવા નીકળી પડયા હતા. તેમની ઉંમર શરીરના બાંધા તથા મુખની કાંતિ ઉપરથી આશરે પંદરેક વર્ષની ધારી શકાય. તેઓ બને ગિજુભાઈની શાળાના વિદ્યાર્થી હોઈ ત્યાંના પવિત્ર વાતાવરણમાં પોતાના બુદ્ધિ તથા હૃદયને સંસ્કારી બનાવતા હતા. વાર્તાવિનોદ કરતા કરતા રમણે નરેન્દ્રને પૂછયું. "ભાઈ તે દિવસે તમારી મુખાકૃતિ જોઈ ગિજુભાઈ કહેતા હતા કે તમે ભવિષ્યમા મોટા માણસ થશો. વર્ગમા પણ તમે હમેશા ઉપર નબર રાખો છો વળી આપણા ધર્મ સંબંધી પણ આટલી નાની વયમા તમે ઠીક માહિતી મેળવી છે આપણી શાળાના સઘળા શિક્ષકો પણ તમારી તરફ બહુ સારો ભાવ બતાવે છે; ને વારંવાર કહે છે પણ ખરા કે તમે શાળામાં ભણોછો તેથી શાળા યોગ્ય અભિમાન લઈ શકે છે ભાઇ તમે આટલા હોશિયાર તથા પવિત્ર દિલના શી રીતે થઈ શકયા તે મને નહિ કહો ? મારી પણ સુધરવાની ઇચ્છા છે, તમારા જેવા થવાનું મને ઘણું મન છે મને ખરો રસ્તો નહિ બતાવો ?"

નરેન્દ્રે પ્રેમથી અને જરાપણ મોટાઈ બતાવ્યા સિવાય કહ્યું " ભાઇ તમારી સુધરવાની વૃત્તિ જોઇ મને ઘણો આનંદ થાય છે હું તમને મારાથી બનતી મદદ જરૂર

કરીશ. હું આટલો સુધર્યો તેનું મૂળ કારણ તો મારાં માતુશ્રી છે રાત્રે વાળુ કર્યા પછી રોજ તેઓ અમને સઘળા ભાઈ બહેનોને બોલાવી રામાયણ, મહાભારત, પુરાણો તથા બીજા કેટલાય સારા પુસ્તકોમાંથી સુંદર વાર્તાઓ કહે છે. જુના વખતના પુસ્તકો તથા હાલના ધાર્મિક અને પરોપકારી માણસોના દાખલા આપી નીતિના તથા ધર્મના સિદ્ધાંતો અમારા મન ઉપર એવા તો સજ્જડ ઠસાવી દે છે કે કોઈ વખત ભૂલીજ ન જવાય; અને આપણને પણ એમના જેવા સારા સારા પરોપકારના તથા ભલાઈના કામ કરવાનું મન થાય. ગઈ કાલેજ એમણે અમને એક એવીજ સુંદર વાર્તા કહી સંભળાવી હતી. તમે પણ રોજ વાળુ કરીને અમારે ત્યાં આવશો તો તમને પણ બહુ મઝા પડશે અને નિત્ય નવું નવું જાણવાનું મળશે."

આ સાંભળી રમણે હંમેશા નરેન્દ્રને ત્યાં જવાનું કબુલ કર્યું પરંતુ ગઈ કાલે કહેલી વાર્તા સાંભળવાને એ એટલો બધો અધીરો બની ગયો હતો કે તેણે નરેન્દ્રને વારંવાર આગ્રહ કરીને કહ્યું; અને તેથી છેવટે એ વાર્તા નરેન્દ્રે રમણને કહી સંભળાવી.

નરેન્દ્રે કહ્યું, "ભાઈ રમણ, તમારી બહુજ આતુરતા છે તો સાંભળો. અમારા દિવાનખાનામાં ગાંધીજી, લો. તિલક, ટાગોર, અરવિન્દ ઘોષ, જગદીશચન્દ્ર બોઝ, સરલાદેવી ચૌધરાણી, સરોજીની નાયડુ વગેરે હિંદનાં મહાન્ સ્ત્રીપુરૂષોના ફોટા છે. એ દરેકની તરફ નજર કરી અમારા માતુશ્રી

બોલ્યા. "આ બધા આપણા દેશના હીરા છે એમના વડેજ દેશ પરદેશમા આપણું મુખ ઉજળું છે. એ દેશરત્નોના જેવા થવાની તમારી દરેકની મુરાદ હોવી જોઈએ. તમે જો એમના જેવો ઉચ્ચ આદર્શ નજર આગળ રાખી સંસારમાં વર્તશો તો તમે પણ ઓછેવત્તે અંશે એમના જેવા મહાન થઈ શકશો. પરતુ તમારે એટલી વાત ધ્યાનમા રાખવી જોઇએ કે મહાન્ થવું દરેકના ભાગ્યની વાત નથી. તમે બધા પ્રયત્ન કરતા છતા મહત્તા ન પણ મેળવી શકો; પરંતુ ભલા થવું એતો દરેકની પોતાની મરજીની વાત છે. મોટા થવામાં આપણી પોતાની જાત સિવાય બીજી ઘણી વસ્તુઓ ઉપર આધાર રાખવો પડે, પરંતુ ભલા થવામાં તેમ નથી. અને તેટલે અંશે એ સહેલું પણ થઈ પડે છે. વળી દુનીયામા કદાચ ભલા માણસોનો કોઇ ભાવ ન પૂછે; તેમને આબરૂ ન મળે; ઇતિહાસના પાનામા સોનેરી અક્ષરે કદાચ તેમના નામ ન પણ લખાય; પરતુ એ ઉપરથી ઇશ્વરને તેઓ ઓછા વ્હાલા હોય છે એમ કંઈ નથી. ઇશ્વરના દરબારમા તો એકલી મોટાઈ કરતાં ભલાઇને પહેલું સ્થાન મળે છે. ભલાં અને પરોપકારી માણસોને દુનીયામાં તો કદાચ કોઈ ઓળખતું પણ નથી હોતું, પરતુ ઇશ્વરના દરબારમા તેમને કેટલું સન્માન મળે છે તે નીચેની ટુંકી અને સુંદર વાર્તા ઉપરથી તમે સારી રીતે સમજી શકશો."

"કાશીપુરીમાં દેવદાસ કરીને એક સામાન્ય સ્થિતિનો માણસ રહેતો હતો. તે પોતાના ઘર પાસે થઇ પસાર થતા

હરેક ભૂખ્યા માણસને ભોજન આપતો, તરસ્યાને પાણી પાતો, રોગીને ઔષધ તથા દિલાસો આપતો, અને આંધળાં તથા અપંગને રસ્તો બતાવી તેમના દુ:ખમાં ખરા જીગરથી ભાગ લેતો તે કોઈની વાહવાહની પરવા કરતો નહિ, બદલાની આશા રાખતો નહિ, અને યથાશક્તિ ગુપ્તસેવા કરવામાં જ આનંદ માનતો. એક રાત્રે તે પોતાની ઓરડીમાં અર્ધ-સ્વપ્ન દશામાં પડયો હતો તે વખતે તેને એક મધુરૂં સ્વપ્નું આવ્યું જાણે વીજળીના ચમકારાની પેઠે એકાએક આખી ઓરડી પ્રકાશથી ઉભરાઇ રહી એ પ્રકાશમાંથી ધીમે ધીમે એક આકૃતિ તેના તરફ આવતી જણાઈ, પાસે આવતાં તેની મનોહર કાંતિ તથા પડખે રહેલી સુંદર પાંખો ઉપરથી તે કોઇ દેવદૂત હોય એમ જણાયું. દેવદૂતે કહ્યું " વિષ્ણુ ભગવાનની આજ્ઞાથી હું બધા ભક્તોનાં નામ લખવા નીકળ્યો છું અહીં પણ એજ હેતુથી આવ્યો છું " દેવદાસે જણાવ્યું " ભાઈ ભક્તોના નામ સાથે મારૂં નામ લખી શું કરશો ? મે તો કોઈ દિવસ પ્રભુની ભક્તિ પણ કરી નથી. કોઇ મંદિરમાં લાખો કે હજારો રૂપીઆનાં દાન પણ કર્યાં નથી ભગવાનને કોઈ દિવસ સારા સારા ભોગ પણ ધરાવ્યા નથી. તો પછી ભક્ત તરીકે મારો સ્વીકાર કોણ કરવાનું છે ? મારૂં નામ લખશો તોપણ ભગવાન પાસે જઇ તમારે એ છેકી નાખવું પડશે. દેવદૂત જેટલી ત્વરાથી આવ્યો હતો તેટલીજ ત્વરાથી એકદમ અદૃશ્ય થઇ ગયો; અને એકાદ ક્ષણ પછી પાછો આવી દેવદાસને ઉંચી કહેવા લાગ્યો; " ભાઇ દેવદાસ, તું તો બહુ ધનભાગ્ય દેખાય છે તારૂં નામ ભગવાને બધાની ઉપર મૂક્યું, અને તને પોતાના શ્રેષ્ઠ ભક્ત

તરીકે સ્વીકારી લીધા ભગવાને કહ્યું કે –" જેઓ મારાં બાળકોની સેવા કરે છે, તેમના તરફ સદ્ભાવ રાખે છે, તેમના દુઃખે દુઃખી થાય છે, અને તે દુઃખ ટાળવાને યથાશક્તિ પ્રયત્ન કરે છે, તેઓ મારીજ સેવા કરે છે. જેઓ મને માત્ર મૂર્તિમાંજ પૂરી રાખે છે, મારી મૂર્તિને જુદા જુદા ભોગ ધરાવી પોતેજ આરોગે છે, પોતાની કીર્તિની વાસનાને સંતોષવા ખાતર લાખો રૂપીયાનાં દાન કરે છે, વખતે ભેરવુની ચોરી કરી મને રાજી રાખવા ચોયનું દાન કરે છે, અને આ પ્રમાણે દાનેશ્વરી અગર ભક્ત તરીકે દુનીયામાં નામના મેળવે છે, તેમના કરતાં દેવદાસ જેવા ગુપ્તદાન અને ગુપ્ત સેવા કરનારા અને વાહવાહની પરવા નહિ રાખનારા ભક્તો મને અતિપ્રિય છે. કોઇ કારણસર તેઓ મૂર્તિને ન પૂજતા હોય તેથી શું ? તેઓ તો સાક્ષાત્ જીવતા નારાયણોની પૂજા કરે છે " આટલું કહી દેવદૂત અંતર્ધ્યાન થયો, અને પ્રભુએ પોતાની સેવા સ્વીકારી એ વિચારથી દેવદાસને પણ અતિ આનંદ થયો."

" પશુ, પંખી, માનવ, વસ્તુ નાની મોટી પ્રત્યે ચાહનાઃ
ઇશ્વર તણી એ ભક્તિ સાચી એજ સાચી પ્રાર્થના. "

લાલ.

---

# મહેન્દ્ર—માધુરી

ૐ

જન્માષ્ટમીનો દિવસ હોવાથી મહાદેવભાઈ પોતાની પુત્રી તથા પુત્રને તે દિવસનો મેળો જોવા લઈ ગયા. બન્ને ભાઈ બેન પોતાના બાપાજીનો એકેક હાથ ઝાલી આનંદથી તેમની સાથે જતા હતા. ભાઈ રંગે બહુ ગોરો હોવાથી તેને બધા 'સાહેબ'ના નામથી બોલાવતા. સાહેબની ઉંમર અત્યારે લગભગ ૧૧ વર્ષની અને બેનની ઉંમર આશરે છ થી સાત વર્ષની હશે. તેનું નામ 'કનકમાધુરી' હતું, પણ લાડમાં તેને બધા 'માધુરી' કહીને બોલાવતા. માધુરી એક આનાની પૂંજી લઈ મેળો જોવા નીકળી હતી. એટલી પૂંજી ઉપર તે જે કોઈ રમકડું જોતી તે લેવા વીચાર કરતી. માધુરીના આ ભોળપણ ઉપર સાહેબને બહુ હસવું આવતું જ્યારે માધુરી દશ બાર ચીજોના નામ લઈ કહેવા લાગી કે 'હું આ રમકડું લઈશ' 'હું તે રમકડું લઈશ' ત્યારે 'સાહેબ બોલ્યો વાહરે વાહ! ચાર પૈસાની મોટી પૂંજીમાં આટલી બધી ચીજો (રમકડાં) કેવી રીતે લઈ શકીશ? મારી પાસે બહુ પૈસા છે, તેથી હું બધું ખરીદીશ. જેવું કે કેળા, નારંગી, રેવડી, જમરૂખ, નાનખટાઈ. વિગેરે સાહેબના આ શબ્દોની અસર માધુરી ઉપર કઈ રજ ના થઈ, કારણ કે તેના માએ તેને ભણાવી મુક્યું હતું, કે 'બેન તું ભાઈથી નાની છું, એટલે તારે ભાઈ કરતા હંમેશા ઓછો હિસ્સો લેવો જોઈએ' તેની માનાં

આ વચનો તે હરનીશ યાદ રાખતી. તેમજ તેને એવો દઢ વિશ્વાસ હતો કે તે ચાર પૈસામાં બધું લઈ શકશે. આ કારણથી સાહેબે કરેલી હાંસી માધુરી ઉપર કાંઇપણ અસર ના કરી શકી. 'સંતોષી હૃદયને મળે તેટલામાંજ આનંદ પડે છે.' બીજા કરતાં એની પાસે ઓછું છે અગર તેના કરતાં ખરાબ છે એવા વિચારોથી તેના મનને દુઃખ થતું નહિ. 'આપણી સ્થિતિના આનંદ માનવો તથા તેને અનુસરી ચાલવું એજ બુદ્ધિમાનનું કામ છે.'

સાહેબ, માધુરીની ગાંડાઈની વાતો તેના બાપને કહેવા લાગ્યો. તેઓ બિચારા સાહેબની મતલબ સમજ્યા વગર બોલ્યા કે 'હા ભાઇ. પહેલાં મેળો જોઇલો, ફરીથી પાછા આવતી વખત તે લઇ આપીશું લાચાર થઈ સાહેબ બેનને સમજાવવા લાગ્યો કે,—"લે થઈ ગયાને. ચાર પૈસામાં તો ચાર ચીજો મળશે કે વધારે !" ફરીથી સાહેબ પોતાના પૈસા હાથમાં લઈ. એક ચીજનું નામ લઈ બીજા હાથમાં મુકતો ગયો અને છેવટે કહેવા લાગ્યો, "જો ! હું તો બધી ચીજો ખરીદી શકીશ." ત્યારે માધુરી ભોળપણમાં ભાઇના મ્હો સામું જોતા બોલી—"ત્યારે ભાઇ ! શું તમો મને આમાંથી થોડું પણ નહિ આપો !" માધુરીની આ વાત સાંભળતાં સાહેબ શરમાયો. મેળો જોઈ પોતાની ઇચ્છાનુસાર રમકડાં ખરીદી બન્ને ભાઇ બેન પિતાની સાથે ઘેર ગયાં.

   

એક દિવસ સાંજના સાહેબના મોટાભાઈ નામે સૂર્યપ્રસાદ, ઘરના, ઝરૂખામાં બેઠા ચોપડી વાંચી રહ્યા હતા. તેવામાં સાહેબ અને માધુરી આવી તેમની પાસે બેઠાં. થોડીવારે માધુરી બોલી –" મોટાભાઈ, જુઓને, સાહેબની ચોપડીમાં કેવું સુંદર રેલગાડીનું ચિત્ર છે. તમારી ચોપડીમાં તો એકપણ આવું સુંદર ચિત્ર નથી." આ સાંભળી, સાહેબ બોલી ઉઠ્યો, " અરે તું તો ચિત્રમાં રેલગાડીની વાત કરે છે પણ હું તો તને પેલી રમકડાંની રેલગાડી બતાવવાનું ભૂલી ગયો." આમ બોલી સાહેબ એકદમ ઉઠ્યો, અને રેલગાડી લાવી મોટાભાઈને તથા માધુરીને ઘણાજ આનંદ સાથે બતાવવા લાગ્યો. આ જોઈ માધુરી પણ પોતાનું ખરીદેલું એક પૈસાનું માટીનું રમકડું લઈ આવી. આ જોઈ સાહેબ એકદમ હસતા બોલી ઉઠ્યો, "જોયુંને," એક પૈસામાં બેન માટીનું રમકડું લઈ આવી, જ્યારે મારી પાંચ આનાની રેલગાડી, ચાવી આપવાથી દોડાદોડ કરી મુકે છે." આ સાંભળી ભોળી બિચારી માધુરી ઉદાસ ચહેરે મોટાભાઈ તરફ જોઈ રહી. તેથી મોટાભાઈ હસતાં હસતા બોલ્યા કે–તારૂં રમકડું બહુજ સારૂં છે. હા માધુરી, સાહેબ તો મૂરખ છે. પરદેશી કારીગરને તે પાંચ આના આપી આવ્યો." આથી સાહેબ સહેજ ચિડાઈ બોલ્યો– " પરદેશ કેવો ? હું તો રામદાસ રમકડાવાળાની દુકાનેથી ગાડી વેચાતી લાવ્યો છું

સૂર્યપ્રસાદ–હા. તું વેચાતું લાવ્યો તે વાત ખરી, પણ રામદાસે તો કંઈ પોતું જ તે બનાવ્યું છે એતો જર્મન

કારીગરોની બનાવટ છે એટલે તારા નહિ પણ રામદાસના પૈસા ત્યાં ગયા કે નહિ ? એ લોકો દરેક રીતે સુખી છે જ્યારે આપણા દેશના ગરીબ બિચારા કુંભારો તથા કારીગરોનો તો આખા દિવસમા પેટ ભરવા જેટલું પણ ઘણી મુશ્કેલીથી મળે છે અને તે લોકો બિચારા પાંચ આના કમાય તો તેમનું પેટ ભરાય, પણ સાહેબ સાંભળ. આ વખત તો હું તને કશું નથી કહેતો, પણ જગત પિતાનો એ નિયમ છે કે જે કોઈ બીજાને નીચુ જોવડાવવા જાય છે તેનેજ બીજા આગળ નીચું જોવું પડે છે, તું ભણવામા તથા શિવભાતમાં સારો છે પણ ઘણો જ અભિમાની છે બેશક તે દોષ તારા મોટા નામથી (સાહેબથી) ઉત્પન્ન થયો છે. માટે આજથી બધા, તને સાહેબ નહિ કહેતાં 'મહેન્દ્ર–કુમાર' કહીને બોલાવશે. હવે આ રમકડા વિષે બિચાર વાતા કહું તે સાંભળ. એ કોણે બનાવ્યું છે તે તો તે જાણ્યુંને ? તો દિલગીર થવા જેવું છે કે એ ખરીદવાથી આપણા દેશને કેટલી હાનિ પહોંચે છે ? ત્યારે પરદેશને કેટલો લાભ થાય છે ? આજ તું આ રમકડું વેચાતું લાવ્યો તેને તું બેચાર દિવસ પછી તોડી ફોડી ફેંકી દઈશ. આ પ્રમાણે આવાં નકામા વિદેશી રમકડામાં દરસાલ, લાખો રૂપીઆ હિંદુસ્તાનમાં ખર્ચાય છે. આ પ્રમાણે સોય, દોરા, વિગેરે નાની નાની ચીજોમાં પુષ્કળ દ્રવ્યનો વ્યય થાય છે, ને તે દ્રવ્ય મોટા જથામાં વિદેશ જાય છે, કે જે જાણતાં છાતી ફાટી જાય.

આમા બીજા કોઇનો દોષ નથી, આપણે હાથે જો કે પ્રતિદિન પ્રતીદિન વધારે ગરીબ તથા અધમ થઈ રહ્યા છીએ,

તોપણ તેનાથી ચેતતા નથી. આપણા લોકોમાં ભારે દોષ એ છે, 'કહે છે તેના ચોથા ભાગનું પણ અમલમા મુકતા નથી.' ભારતની આ દુર્દશા માટે સૌ કોઇ કહે છે કે તે સુધારવી જોઇએ, પણ તેની તેવી સ્થિતિ ફીટાડવા બહુ જુજ મનુષ્યો પ્રયત્ન કરે છે. આજ તું એક બાળક છે, પણ થોડા વર્ષો પછી તું જુવાનીઓ થઇશ ત્યારે જો તારી ઇચ્છા હશે તો તારા પોતાના હાથે આ દેશનું કાંઇપણ હિત કરી શકીશ. તે માટે તું પૂર્ણ વિચાર કર. જો આજથી તું એવુ વચન લે, કે હવેથી કોઇપણ દિવસ કોઇપણ વિદેશી રમકડા ન લેતા તેનો ત્યાગ કરીશ, તો હું તને કોઈ સુંદર કારિગીરીવાળુ દેશી રમકડું ભેટ આપું.

મહેન્દ્રકુમાર.

સ્વદેશીમાંજ જીવદયા છે.



# " મદાસુર "



ચ્યવન નામના એક ઋષિ હતા, તે અરણ્યમાં એક ઠેકાણે બેસી તપ કરતા હતા. આ તપ ઋષિ ઘણા વર્ષોથી કરતા હતા. તેમની આસપાસ માટીના થર બાઝી ગયા હતા તેમનું શરિર પણ દેખાતું ન હતું.

એક દિવસ શર્યાતિ રાજા પોતાની કુંવરી સુકન્યા સાથે ત્યા આવી પહોચ્યા. આ રમ્ય સ્થાન સુકન્યાને ઘણુ જ ગમ્યુ. તે વનનું અવલોકન કરતી, જ્યાં ઋષિ તપ કરતા બેઠા હતા ત્યા આવી પહોચી. ત્યા તેણે માટીના ઢગલાઓની વચમાં કાંઈક ચકચકીત પદાર્થ જોયો. રાજકન્યા તોપણ બાળકજ ને! તેણે એક કાંટો લઈને ચકચકીત પદાર્થમા ખોસી દીધો તે અજ્ઞાન બાળકી ક્યાંથી જાણે કે તે તો ઋષિની આખ હતી?

આખમાં કાંટો લાગતાંજ આખ ફુટી અને ઋષિને અસહ્ય વેદના થવા લાગી રાજાને ખબર પડતાં તરતજ તે ત્યાં આવી પહોચ્યો. રાજાએ ઋષિ પાસે માફી માગી અને કહ્યું કે મારી પૂત્રીની અજ્ઞાનતાને લીધેજ આ બનાવ બન્યો છે ઋષિએ જવાબ આપ્યો 'હે રાજા તું જો તારી પૂત્રીને મારી સેવા કરવા સુધી જશે, તો જ હું ક્ષમા કરીશ. ઋષિના ભયથી રાજાએ પુત્રીનાં લગ્ન ઋષિ સાથે કર્યાં. સુકન્યા પણ પતિની સેવા કરવા આનંદથી ત્યા રહી.

એક દિવસ દેવોના વૈદ્ય અશ્વિનીકુમાર ત્યાં આવી પહોંચ્યા. સુકન્યાએ તેમની સારી સેવા કરી. વૈદરાજ ઘણા ખુશી થયા. તેમણે સુકન્યાને કહ્યુ 'હે સતી, તારે જે જોઇએ તે માગી લે. સુકન્યાએ પોતાને માટે કાંઇ પણ માગ્યુ નહિ પણ પોતાની ભૂલથી ઋષિરાજની જે આંખ ફુટી છે, તે ફરીથી હતી તેવી થાય એજ માગ્યું. અશ્વિનીકુમાર જેવાને માટે આંખ સારી કરવી એ કાંઈ ભારે ન હતું. તેમણે આંખ સારી કરવા ઉપરાંત ઋષિવૃદ્ધ હતા, છતાં તરૂણ બનાવ્યા.

અશ્વિનીકુમારનો આ ઉપકાર ઋષિ ભૂલ્યા નહિ. તેમણે આ ઉપકારના બદલામાં ઋષિને 'સોમરસ' લાવી આપવાનું વચન આપ્યું. સોમરસ તે કાળમાં ઘણીજ ઉમદા અને કિંમતી ચીજ મનાતી. ઇંદ્ર સિવાય કોઇપણ દેવ સોમરસ મેળવવા પામ્યો ન હતો દેવોને પણ દુર્લભ તે તેમના નોકર અશ્વિનીકુમારને ક્યાંથી મળે ? છતાં પણ ઋષિએ પોતાનું વચન પાળવાનો નિશ્ચય કર્યો.

કુછ સમય પછી શર્યાતિ રાજાએ એક મોટો યજ્ઞ કર્યો. આ યજ્ઞમાં મૂખ્ય ચ્યવન ઋષી જ હતા. તેમણે મંત્ર વિગેરે ભણીને જે પ્રમાણે સોમરસ તૈયાર કરવો જોઇએ, તે પ્રમાણે કર્યો. ઋષિએ તે અશ્વિનીકુમારને આપવા માંડયો. ઇંદ્ર વચમાં આડે આવ્યો. ઇંદ્રે કહ્યું "અશ્વિનીકુમાર કોણ ? શું તે સોમરસ પીવાને લાયક છે ? હું દેવોનો પણ દેવ ઇંદ્ર છું અને સોમરસ

પીવાનો મારો એકલાનોજ હક્ક છે "ઋષિએ કહ્યું" હે ઈંદ્ર! મને અશ્વિનીકુમારના ગુણનો પૂરેપુરો અનુભવ છે. તેમનો મારાપર મહા ઉપકાર થયેલો છે હું સોમરસ તેમનેજ આપીશ.

આ સાંભળી ઈંદ્ર ક્રોધે બળ્યો. તેણે ઋષિને મારવા માટે પોતાનું કઠોર વજ્ર ઉંચુ કર્યું પણ ઋષિ કાંઈ ઓછા સામાર્થ્યવાળા ન હતા. તેમણે મંત્રના બળવડે ઈંદ્રના હાથ ત્યાના ત્યાંજ અટકાવી દીધા, અને હોમકુંડમાંથી "મહાસુર" નામનો એક વિકાળ રાક્ષસ ઉત્પન્ન કર્યો. આ વિકાળ રાક્ષસનું સ્વરૂપ જોઇ ઈંદ્રને લાગ્યું કે એ હમણાજ બ્રહ્માંડ ગળી જશે. તેણે ભયને લીધે અશ્વિનીકુમાર સોમરસને યોગ્ય છે, એમ કબુલ કર્યું, અને ઋષિની ક્ષમા માગી.

ઋષિએ તેનાપર દયા કરી, થોડો સોમરસ તેનેપણ આપ્યો. અને બાકીનો અશ્વિનીકુમારને આપી દીધો.

ઓ બાળકો! જુઓ, ઉપકારનો પ્રભાવ કેવો હોય છે! અશ્વિનીકુમારે ઋષિપર ઉપકાર કર્યો તો તેના ફળ તરીકે દેવોને પણ દુર્લભ વસ્તુ તેમને પ્રાપ્ત થઇ.

લે. મોહનલાલ જગન્નાથ પાઠક.



# ભાઇ બ્હેન

❧

## (૧)

મોહને પોતાની બ્હેન શાંતાનો હાથ પકડી એક દિવસ કહ્યું " બ્હેન ! અહીં રહેવું એ સારૂં નથી. માતાના મરણ પછીથી આપણા નસીબમા સુખ નથી નવી માતા વારે ઘડીએ આપણને મારપીટ કરે છે, આપણે તેની પાસે જઇએ છીએ તો તે આપણને હડધુત કરી કહાડી મૂકે છે ખાવા માટે કેવળ સુકી અને વાસી રોટલી સિવાય બીજું કાંઈ આપતી નથી હાય ! આપણા કરતા તો કુતરાની જીંદગી સારી, કારણ કે કોઇક વાર તો તેને સારો ખોરાક પણ મળે છે હા, જો આજ મા જીવતી હોત, તો શું આપણે આટલું બધું દુઃખ સહન કરવું પડતું ? હવે ઇશ્વર સિવાય આપણને મદદ કરનાર કોઇ નથી પિતાજી પણ આપણી સંભાળ રાખતા નથી ચાલ, આપણે અહીંથી કોઇ બીજે ઠેકાણે જઈ રહીએ.

ઉપર મુજબ વાતચિત થયા પછી એક દિવસ તે બન્ને જણ છાની રીતે ઘરમાથી નીકળી ગયા. આખો દિવસ ચાલ્યા પછી સાંજના વખતે તેઓ એક વનમાં જઇ પહોચ્યા, આખો દિવસ ચાલવાથી તેઓ બહુ થાકી ગયા અને તેથી એક ઝાડની નીચે સૂઈ ગયા.

જ્યારે તેઓ જાગ્યાં ત્યારે સવાર થયું હતું. તેઓ ઉઠ્યા ત્યારે હાથ મો ધોવા માટે પાણીની જરૂર પડી મોહને શાંતાને કહ્યું. " જો અહિં કોઇ પાણીનું ઝરણુ હોત તો તેમા હાથ મોં ધોઈ આગળ ચાલત. આ અવાજ આવેથી સંભળાય છે તે ક્યાંક પાણીનો હોય એમ લાગે છે માટે ચાલ, આપણે એ બાજુએ જઇએ. તે બને ભાઇ બ્હેન પાણીની તપાસ કરવા ચાલ્યા.

પરંતુ તેમની નવી માતાએ આ પણ જાણી લીધું તે જંતર મંતર બહુ જાણતી હતી. ( મંત્ર ) મંતરના બળથી તે જાણી ગઇ કે તેમને પાણીની જરૂર છે. તેથી પાણીના બધા ઝરણા ઉપર જેણે જાદુ કર્યું તે બન્ને ભાઇ બ્હેન એક સાફ અને મીઠા પાણીના ઝરણા આગળ આવ્યાં, અને મોહન નીચા પડીને પાણી લેવા ગયો. શાંતાએ એક અવાજ સાંભળ્યો. " જે કોઇ આ પાણીને અડશે તે વાઘ બની જશે ! " શાંતાએ બુમ પાડીને મોહનને કહ્યું " ભાઇ ! એ પાણીને અડશો નહિં તેને અડવાથી તમે વાઘ બની જશો, અને મને મારી નાખશો. "

મોહનને બહુ તરસ લાગી હતી પણ તે અટકી ગયો, બીજા વહેળા પાસે ગયો. અહિં પણ શાંતાએ સાંભળ્યું કે, "જે કોઇ આ પાણી પીશે તે રીંછ બનશે" આથી તેણે મોહનને એ પાણી પીવા ના પાડી. મોહને કહ્યું " વારૂ પણ હવે પછી આગળના વહેળામાંથી તો હું જરૂર પાણી પીવાનો. મને બહુજ તરસ લાગી છે.

આગળ બીજા વડેળા આગળ શાંતાએ સાંભળ્યું કે "આ પાણી પીનાર માણસ હરણ બનશે!" શાંતાએ ફરીથી મોહનને પાણી પીવાની ના પાડી, પણ મોહને તે ન ગણકારતાં પાણી પીધું. પાણીને અડતાંજ તે હરણ બની ગયો. આથી શાંતાને બહુ દુ:ખ થયું, અને તે રોવા લાગી તે હરણ રૂપધારી મોહનની આંખમા પણ આંસુ ભરાયાં, અને તે શાંતા પાસે જઇ બેઠું. શાંતાએ બહુ પ્રેમથી તેની પીઠ પર હાથ ફેરવ્યો, અને પોતાના ગળામાનો હાર કાઢી તેની ડોકમા નાખ્યો. પછી એક દોરડું વણી તેને બાંધીને સાથે લઇને આગળ ચાલી.

ઘણે દૂર ગયા પછી તે વનમાં એક ઝુંપડી મળી, તે સાવ ખાલી હતી. શાંતાએ તે ઝુંપડીમા રહેવાનું પસંદ કર્યું. તેણે લીલાં પાંદડાં એકઠાં કરીને પોતાના ભાઈ–હરણ રૂપી મોહનને માટે પથારી બનાવી. દરરોજ તે તાજાં લીલા પાંદડા અને ઘાસ પોતાના ભાઇને માટે અને ફળ અને કંદમૂળ પોતાને માટે લાવતી. શાંતા હરણને પોતાના હાથે ખવડાવતી. હરણ પણ તેની પાસે ને પાસેજ રહેતું. શાંતા પોતાના ભાઇનોજ વિચાર હમેશા રાખતી અને તે તેના પહેલાના રૂપમા આવે તે સારૂ તે પ્રભુની પ્રાર્થના કર્યા કરતી.

આ રીતે તે બન્ને, ઘણાં દિવસ સુધી તે ઝુંપડીમા રહ્યાં. એક દિવસ તે દેશનો રાજા વનમાં શિકાર ખેલવા આવ્યો, ત્યારે હરણે શિકારીઓનું શીંગું, કુતરાનું ભસવુ

અને ગુમો સાંભળ્યા, ત્યારે તેને બહાર આવવાની મરજી થઈ. તેણે શાંતાને કહ્યું "બ્હેન ! હું અહિં રહી શકતો નથી, મને બહાર જવાદે " શાંતાએ તેને ના પાડી પણ હરણે હઠ લીધી; તેથી શાંતાએ કહ્યું " ભલે, પણ સાંજે પાછા આવજો. હું બારણું બંધ રાખીશ જ્યારે તમે ખખડાવશો અને કહેશો કે " બ્હેન ! બારણું ઉઘાડ " ત્યારેજ હું બારણું ઉઘાડીશ તેણે હરણને જવા દીધું.

હરણ છલંગ મારતું ત્યાંથી નાઠું રાજા અને તેના સાથીઓએ આ સુંદર હરણને જોયું, ત્યારે તેની પુંઠ પકડી, પણ હરણ નાસી ગયું, પકડાયું નહિ સાંજે હરણ ઝુંપડી આગળ આવ્યું અને બોલ્યું બ્હેન, બારણું ઉઘાડ ! " શાંતાએ બારણું ઉઘાડયું, અને હરણ અંદર ગયું. તેને કુશળ અને સહિસલામત પાછું આવેલું જોઇ આનંદ પામી. બહુ દોડવાથી હરણ થાકી ગયું હતું, તેથી તે તરતજ કોમળ પાંદડાના બિછાનામાં ઉંઘી ગયું.

( ૨ )

બીજે દિવસે ફરી શિકાર ખેલવાનુ શરૂ થયું. હરણે જ્યારે શીંગાનો અવાજ સાંભળ્યો, ત્યારે તરતજ તે ઉઠયું અને શાંતા પાસે જવાની રજા માગી. શાંતાએ આગલા દિવસની માફક જવાબ દીધો. હરણ ગયું રાજા અને તેના શિકારીઓએ પહેલાની માફક તે હરણનો પીછો લીધો. હરણ ઘાયલ થયું, પણ તે છટકી ગયું, સાંજે તે ઘેર આવ્યું

જે માણસે તેને ઘાયલ કર્યું હતું, તે પણ ત્યાં આવ્યો, અને તેણે હરણને, બ્હેન! બારણું ઉઘાડ એમ કહેતા સાંભળ્યું અને સાથે સાથે તેના કહેવા મુજબ ઝુંપડીનું બારણું ઉઘડતું જોઈ તેને નવાઈ ઉપજી તે તરતજ પાછો ગયો, અને રાજા પાસે આવી સઘળી હકીકત કહી

રાજાને પણ નવાઈ લાગી અને કહ્યું " કાલે ફરીથી તેનો પીછો પકડવો" આ બાજુ હરણને ઘાયલ થયેલું જોઈને ગાતા દુખી થઈ અને ઘણી વાર સુધી રડતી રહી. આખરે જંગલી બુટ્ટી શોધી લાવી ને તે ઘસી તેના ઉપર ચોપડી ઘા બહુ ઉંડો નહોતો તેથી તેને એક રાતમાંજ આરામ થઈ ગયો.

સવારમા ફરીથી શિકારીઓનો અવાજ સાંભળી હરણ કુદી ઉભું થયું તેણે બ્હેનની પાસે રજા માગી. ગાતાએ કહ્યું " ના હું નહિ જવા દઉં તમને આજે કોઈ મારી નાખશે અથવા પકડશે, એ બીકથી હું બ્હીઉં છું "હરણે જવાબ દીધો, " નહિ હું તો જરૂર જઈશ, શીંગાનો અવાજ સાંભળી હું અહીં રહી શકતો નથી " પોતાના ભાઈની હઠને લીધે લાચાર બનીને ગાતાએ તેને જવા દીધું. હરણ ખુશી થતું ત્યાંથી નાઠું.

રાજાએ હરણને જોઈને શિકારીઓને કહ્યુ " આ હરણ પકડાય, ત્યાંસુધી તેની પાછળ પડો. પરંતુ ખબરદાર! તેના પર કોઈ ઘા ન કરશો " સાંજ પડી પણ હરણ ન પકડાયું. રાજાએ શિકાર કરવાનું બંધ કીધું; અને પેલા શિકારીને તેની ઝુંપડી બતાવવાનું કહ્યું સઘળા તે ઝુંપડી

પાસે આવી ઉભા. રાજાએ બારણું ખખડાવીને કહ્યુ. " બ્હેન ! બારણું ઉઘાડ ! " બારણુ ઉઘડયું રાજા અંદર ગયો, અને એક સુંદર સુશીલ બાળાને ઉભેલી જોઈ.

હરણને બદલે એક મુગટ ધારી રાજાને જોઈને શાતાને નવાઈ લાગી. પરંતુ રાજાએ તેને કહ્યું " બીનીશ નહી, કહે કે તું કોણ છે ? અને આ જંગલમા આમ શા માટે રહે છે ? શાતાએ સઘળી હકીકત રાજાને કહી સંભળાવી ભાઇ બ્હેનનો પ્રેમ જાણી રાજા બહુ આનંદ પામ્યો, અને તેમને પોતાની સાથે લઈ ગયો. રાજાએ બીજે દિવસે શાતા-હરણની નવી માને પકડી મંગાવી અને સખત સજા કરી તેણે પોતાનું જાદુ બંધ કર્યું, અને હરણ મોહનના રૂપમાં ફેરવાઇ ગયો.

આ પછી રાજાએ શાંતાની સાથે પોતાના પુત્રનું લગ્ન કર્યું, અને મોહનને સારી નોકરી આપી. તે બંને જણા પોતાના દિવસો સુખમા પસાર કરવા લાગ્યા.

રમણીક મ્હેતા.

---

# સિંહોનો પણ સરદાર.



ઘણાં વર્ષ ઉપર, જેતપુરનો એક કુંભાર એક ગધેડો લાવ્યો. ગધેડો એક દિવસ આનંદમાં આવી ગયો અને ચરતા ચરતા ગિરમાં ચાલી ગયો. પુષ્કળ ચરવાનું જોઇ તેનો તો હરખ માય નહિ, અને તેથી તે એટલે મોટેથી ભૂકવા લાગ્યો કે તેથી એક સિંહ જાગી ઉઠયો. તે ઉઠી ઉભો થયો અને આ લાંબા કાનવાળા નવીન જનાવર ઉપર હુમલો કરવો સહિસલામત છે કે કેમ, તે વિષે વિચાર કરતો, ચકિત અને શાન્ત ઉભો થઈ રહ્યો. થોડી વારે તે બોલ્યો " તું કોણ છે ?

ગધેડાએ જવાબ દીધો, " હું કોણ ? હું સિંહોનો સરદાર. તેં મારો શબ્દ સાંભળ્યો નહિ. "

સિંહે કહ્યું, હા, હા, પણ આપણે લડવું નથી, આપણે મળી જઇશું અને બીજાં બધા પ્રાણીને દબાવતા રહીશું. "

પછી તેઓ સાથે ચાલી નીકળ્યા, ત્યાં એક નદી આવી. સિંહ તો એક કૂદકે તે પસાર કરી ગયો, પણ ગધેડો તો મહા મુશ્કેલીએ તરવા લાગ્યો.

સિંહ બોલ્યો, " ઓહ, તને તો બરાબર તરતાં પણ આવડતું નથી. "

મને તરતા નથી આવડતું ? હું તો બતકની માફક તરૂં છું. 'પૂછડીથી એક માછલું પકડાયું હતુ' તે મને નીચે ખેંચતુ હતુ, પણ તમારી ધીરજ રહી નહિ એટલે મેં તેને જવા દીધું "

આ પછી તેઓ એક ખંડેરની ભીંત આગળ આવ્યા સિંહ તે કૂદી ગયો પણ ગધેડો કૂદવા જતાં તેના બે પગ પેલી બાજુ અને બે આ તરફ રહ્યા.

સિંહ બોલ્યો, ' કેમ ભાઇ, શું ચાલે છે ? "

ગધેડો બોલ્યો " તમે દેખતા નથી ? હું મારૂં તોલ કરૂં છુ મારો આગલો ભાગ, પાછલા ભાગ કરતાં ભારે છે કે હલકો, તે હું જોઉં છું " ઘણી મહેનતે ગધેડો ભીંતની બીજી બાજુએ આવી શક્યો. સિંહ બોલ્યો. " તારામા તો કાંઈ બળ નથી. ચાલ લડવા તૈયાર થઈ જા. "

ગધેડો બોલ્યો. " જેવી તારી મરજી પણ આપણે આપણા બળની અજમાયશ કરીએ. હું એકલો હોઉ છું ત્યારે ભીંત પરથી કૂદતો નથી પણ ભીંતને તોડી પાડું છું જોઇએ, તારામા તે શક્તિ છે ? "

સિંહ ભીંત પર પંજા લગાવી ભીંત ખોતરવા લાગ્યો. પણ તેથી તેના પંજા છોલાવા લાગ્યા, તેથી તે બંધ પડી ગયો.

ગધેડો પોતાના લોખંડી પગથી ભીંતને લાતો લગાવવા મંડી પડયો અને પેલી જૂની ભીંત તેણે તોડી પાડી.

" ઓહો, તું તો બડો જબરો છે " છોલાયલા

તનુએ સમજાવ્યું હતું કે બાપુજી જેમ બીલ કરાવે છે, તેમજ મ્હેં પણ કર્યું છે. વેપારી કદીએ બીલ કરવાના પૈસા નથી લેતા, પણ સોલીસીટરો તો બીલ કરવાનો પણ ચાર્જ કરે છે

રાત્રે તનુ મ્હારે ઘેર આવ્યો. મ્હને કહ્યું કે " નાગરદાસભાઇ, આજે તો જબરી થઈ ! "

" કેમ ભાઈ ? " મ્હેં પૂછ્યું.

" પેલી બીલની વાતરતો. મ્હેં બીલ કરીને બાને આપ્યું. સાંજે મારા ટેબલ ઉપર એક રૂપીઆ પડયો હતો અને બાજુ પર બીલ પણ હતું. "

" ખરી વાત ? એમણે શાનું બીલ કર્યું હતું ? "

" અરે જુઓને, આ રહ્યું " એમ કહી મ્હને એક બીલ તેણે આપ્યું. તેમાં નીચે મુજબ લખાણ હતું.

| | |
|---|---|
| ' નવમાસ પેટ રાખ્યો | તદ્દન મફત |
| ' નાનપણમાં દુઃખ વેઠી ઉછેર્યો | તદ્દન મફત |
| ' નિશાળે બેસારી ભણાવ્યો | તદ્દન મફત |
| ' મંદવાડમાં ચાકરી કરી અને બચાવ્યો | તદ્દન મફત |
| ' ડૉક્ટરોનાં બીલ, ભરાવવાનો ખર્ચ વેઠયો | તદ્દન મફત |

" જોયુંને ! માજીએ મારી ખોટ ભુલાવી. તે બધુંયે તદ્દન મફત ! હું કેવો ગધેડો બન્યો કે મ્હેં બીલ કર્યું ! ખરેખર ! માત પિતાના ઉપકાર ભુલી શકાય એવા હોતાજ નથી.

હવેજ તનુએ પોતાની ભુલ જોઇ. તે ખરો માતુ-અને પિતૃભક્ત થયો.

નાગરદાસ ઇ. પટેલ

# પરીના શાપથી દેડકો થયેલો રાજકુંવર.

એક રાજા હતો તેને એક રૂપાળી કુંવરી હતી. આ રાજાનો મહેલ એક વિશાળ બગીચાની મધ્યમાં આવેલો હતો. તેની આસપાસ એક રમણીય જંગલ પણ આવેલું હતું. આ જંગલમાં એક ગુલમહોરનું મોટું ઝાડ ઉગેલુ હતું. તેની પાસે એક મોટું તળાવ હતું. કુંવરીને અહીંયાં આવી રમવું બહુજ ગમતું, તેથી તે ઘણી વાર સાંજનો વખત અહીંયાંજ રમત ગમતમાં પસાર કરતી.

એક દિવસ કુંવરી સોનાનો દડો લઇને ત્યાં રમવા ગઇ. દડાને આમ તેમ ઉછાળતી, પાછો ઝીલી લેતી એવી અનેક પ્રકારની રમત કરતી કરતી તે પેલા તળાવ પાસે આવી પહોંચી. અહીંયાં તે અગાઉની માફક દડાને ઉછાળવા લાગી. ઉછાળતાં ઉછાળતાં દડો હાથમાંથી સરી પડયો, અને તળાવમાં ગબડી ગયો. આથી તે ઘણી દીલગીરી થઇને પાળ ઉપર આવીને રોવા લાગી. તેના માણસોએ તેને છાની રાખવાને તથા ઘેર જવાને ઘણુંએ સમજાવ્યું, પણ તેણે માન્યું નહિં, અને દડો લીધા સિવાય ઘેર નહિં જવાને હઠ પકડી તેના માણસોએ તળાવમાં પડી દડાની ઘણીએ શોધ કરી પણ કંઇ પત્તો લાગ્યો નહિ.

તેને રોતી સાંભળી તળાવમાંથી એક મોટો દેડકો બહાર આવ્યો, અને બોલ્યો " રાજકુવરી રોઇશ મા, હું તને તારો દડો હમણાંજ આણી આપું છું પણ તે પહેલાં તારે મારી સાથે એક સરત કરવી પડશે. તે એ કે, જો હું દડો આણી આપું તો તારે મારી સાથે લગ્ન કરવું. જો તારે આ સરત કબુલ હોય તો હું તારો દડો તળાવમાંથી કાઢી આપું. "

કુંવરી તો દેડકાને આ પ્રમાણે બોલતો સાંભળી છક થઇ ગઇ તેણે મનમાં વિચાર કર્યો કે “ આ દેડકો મને કેવી રીતે પરણવાનો છ ? લાવને હું મારો દડો તેની પાસે મંગાવી લઉં. ” આમ વિચાર કરીને બોલી “ મારે તારી સરત કબુલ છે, માટે મારો દડો આપ. ” દેડકો આ સાંભળી તળાવમાં પડયો ને તળીએ જઇ ઘડી વારમાં દડા સાથે ઉપર આવ્યો. તેણે દડો કુંવરીના હાથમાં મુકયો, ને તેને પોતાનું વચન પાળવાને કહ્યું. જેવો દડો કુંવરીના હાથમાં આવ્યો કે તુરતજ કુંવરી કંઇ બોલ્યા ચાલ્યા વિના એકદમ પોતાના ઘર તરફ દોડી ગઇ.

આવી રીતે કુંવરીને જતી જોઇ રહેલો જોઇ બીજે સવારે દેડકો રાજાને ત્યાં જવા નીકળ્યો. રસ્તો દેડકા જેવા નાના પ્રાણી માટે ઘણોજ લાંબો હતો, તેથી તે જ્યારે કિલ્લા નજદીક પહોંચ્યો ત્યારે ઘણોજ થાકી ગયો હતો. જે ઓરડામાં રાજા અને કુંવરી જમવા બેઠાં હતાં તે ઓરડે જઈ તેણે કમાડ ખખડાવ્યું. તે જોવાને કુંવરીએ કમાડ ઉઘાડયું, તો તેણે પેલા દેડકાને દીઠો. તેને જોતાંજ તેણે ગભરાટથી બારણું બંધ કરી દીધું, અને તેના પિતા જોડે જમવા બેસી ગઇ. તે ખાવા તો બેઠી પણ મનમાં ચિંતા હોવાથી ખાવાનું ગમે હતું નહિ. તેનું ચિંતાતુર વદન જોઇ રાજાએ પૂછ્યું “ બેટા, તું કેમ ઉદાસ જણાય છ ? જે કંઇ હોય તે સુખેથી કહે. હું કોઇ પણ યત્ને તારી ચિંતા દુર કરીશ. ”

કુંવરી શરમાતી શરમાતી બોલી “ પિતાજી ગઇ કાલે હું પાસેના જંગલમાં મારો સોનાનો દડો લઇને રમવા ગઇ હતી. રમતાં રમતાં દડો તળાવમાં પડી ગયો તેથી મેં રોવા માંડયું અને રોતી સાંભળી એક મોટો દેડકો તળાવમાંથી બહાર આવ્યો માટે તેની સાથે લગ્ન કરવું એવી સરતે તેણે તળાવમાંથી દડો બહાર કાઢી આપ્યો, તે દેડકો અત્યારે બહાર આવેલો છ, ને તેને જોઇનેજ હું ગભરાટમાં પડી ગઇ છું.

રાજા બોલ્યો " પુત્રી જો એમ છે તો તારે તારૂં વચન પાળવુંજ જોઈએ. સતીને એકજ પતિ હોય છે તું તેને તારા પતિ તરીકે માન અને તેની સેવા ચાકરી ઉઠાવ. તારા નસીબમાં જેમ લખ્યું હશે તેમ થશે." પિતાની આજ્ઞા કુંવરીને માથે ચડાવવી પડી. દેડકાને કુંવરી જોડે રહે ત્રણ દિવસ વીતી ગયા. ચોથી રાતે તે દેડકો બલ્લાઇને એક સ્વરૂપવાન કુંવર થઇ ગયો. સવારમાં ઉઠીને કુંવરી તેના પલંગમાં જુએ છે તો એક યુવાન પુરૂષ તેમાં સુતેલો માલમ પડયો. તેને જોઇ તેને ઘણીજ નવાઇ લાગી. તેને નવાઇ પામતી જોઇ પેલો કુંવર બોલ્યો " કુંવરી મને જોઈ તમને નવાઇતો લાગતી હશે, પણ મારી વાત સાંભળો. તમારા પિતાના રાજ્યની હદ પછી જે સરહદ આવે છે, તે મારા રાજ્યની છે. થોડાંક વર્ષ ઉપર હું પેલા ગુલમહોરવાળા તળાવે શીકાર કરવા આવ્યો હતો. ત્યાં મે એક માછલીને ગોળી લગાવી. મરતાં તે મને શાપ દેતી ગઇ, કે તુ આ તળાવમાં દેડકો થજે અને જ્યારે કોઇ રાજ્ય કન્યાના સહેવાસમાં તું ત્રણ રાત દેડકા સ્વરૂપે રહીશ ત્યારે ચોથી રાતે તારૂં અસલ સ્વરૂપ ધારણ કરી શકીશ. તે માછલી પણ એક શાપીત પરી હતી, તેથી તેનો શાપ ખરો પડયો."

દેડકો એક સ્વરૂપવાન કુંવર થઈ ગયો છે એમ જ્યારે રાજાએ જાણ્યું ત્યારે તે ખુશી થયો ને પોતાની પુત્રીના નસીબને ધન્યવાદ આપવા લાગ્યો. પછી ઘણાજ ભપકા સાથે રાજાએ તેમનું લગ્ન કર્યું કુંવરના આવવાથી તેની પ્રજા ઘણીજ ખુશી થઈ. તેણે પ્રધાન પાસેથી રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી, ને તેઓ જીવ્યાં ત્યાં સુધી ઘણીજ સુખી જીંદગી ગાળી.

કુમારશ્રી મહોબતસિંહજી. ( થોડાસર )

# બાલ વિજ્ઞાન

---

ગોવિંદ—( નિશાળમાં વર્ગના ઓરડામાં પૃથ્વીના ગોળા સામું જોઈ મનુને વિચાર કરતો જોઈને ), કેમ ! ભાઈ મનુ, શા વિચારમાં ઉભો છે !

મનુ—આવ, ભાઈ આવ. જોને, આપણા મહેતાજીએ ગઈકાલે વર્ગમાં ભૂગોળ સમજાવતી વેળાએ કહેલું કે ભૂ એટલે પૃથ્વી, અને ગોળ એટલે દડાના જેવી ગોળાકાર; એટલે કે પૃથ્વીનો ગોળો, અને તે ઉપર આપણે રહીએ છીએ. એમ કહી આ પૃથ્વીનો ગોળો તેમણે આપણને બતાવ્યો, તેથી હું આ ગોળો જોઈ રહ્યો છું, અને વિચાર કરું છું કે આ ગોળા ઉપર આપણે શી રીતે રહી શકીએ છીએ.

ગોવિંદ—વાહ વાહ ! મનુ, તું તો ઠીક આફત મચાવે છે ! આવા ગોળા ઉપર તે રહેવાતું હશે ? આ ગોળો તો એક જાતનો નકશો એટલે પૃથ્વીનો નમુનો છે.

મનુ—ભાઈ, ત્યારે તું સમજ્યો હોય તો જરા મને સમજાવ, કે મારા મનની શંકા દૂર થાય. મને તો મહેતાજીના કહેવામાં કંઈ સમજ પડી નહિ, હું તો કહું છું કે આપણે અમદાવાદમાં રહીએ છીએ.

ગોવિંદ—હા, બરાબર છે, મારા પિતાજી પણ મને તેમજ કહેતા હતા. પણ તે તો શહેર કહેવાય, અને તે પૃથ્વી ઉપર એશિઆખંડમાં, હિંદુસ્તાન દેશના, મુંબઈ ઈલાકાના

ગુજરાત પ્રાંતમાં આવેલું છે; તેથી અમદાવાદ શહેર પૃથ્વી ઉપર આવેલું કહેવાય, અને આપણે પૃથ્વી ઉપર વસીએ છીએ એમ કહી શકાય છે.

મનુ—આ બધું તું ક્યારે અને ક્યાંથી શીખ્યો ? તે કહે, અને ખંડ, દેશ, ઇલાકો, પ્રાંત, શહેર એ બધું શું છે ? તે મહેરબાની કરીને મને સમજાવ.

ગોવિંદ—મનુ, મને જણાય છે કે આજે કાંઇક તને સારો વિચાર આવ્યો છે આટલા દિવસ સુધી તું આ બધું જાણતો નથી તેનું કારણ માત્ર એજ છે કે તારું ચિત્ત ભણવા તરફ બીલકુલ ન હોતું આજે હવે તું જાગ્યો છે, તો કંઇ ફિકર નથી. કહેવત છે કે " જાગ્યા ત્યાંથી સવાર " અને " ભૂલ સુધારી ધ્યાન દઇ સાંભળ, અને બરાબર સમજ

મનુ—ભાઇ, હવે તો તું કહે છે તેમજ ભણવા તરફ પુરતું ધ્યાન આપીશ. આટલો વખત મારી નાદાનીથી ભૂલ થઇ ગઇ, તેનો કંઇ ઇલાજ નથી. પણ તું મને જલદી સમજાવ કે આ બધું જ્ઞાન તને શીરીતે મળ્યું ?

ગોવિંદ—ભાઇ, મારા પિતાજીએ મને ઘેર જુદા જુદા પ્રકારનું વૈજ્ઞાનીક તેમજ શાસ્ત્રીય જ્ઞાન આપવાને એક શિક્ષક રાખેલ છે, તે આ બધું શીખવે છે હાલમાં મારા એ શિક્ષક મને ભુગોળ તથા ખગોળ :વિદ્યા સબંધી જ્ઞાન આપે છે, તેમાં ખંડ, દેશ વિગેરે પૃથ્વીની હકીકત આવે છે.

મનુ—ખંડ, દેશ એ બધું શું છે ?

ગોવિંદ—સાંભળ, ભૂગોળ શબ્દનો અર્થ ભૂ એટલે પૃથ્વી અને ગોળ એટલે દડા જેવો ગોળાકાર ગોળો એટલે કે પૃથ્વીનો ગોળો થાય છે. આ પૃથ્વીના ગોળા ઉપર પાણી તથા જમીન છે તેમાં ત્રણ ભાગમાં પાણી અને માત્ર એક ભાગમાં જમીન છે અને તે જમીન ઉપર આપણે રહીએ છીએ.

મનુ—ત્યારે તો, આપણું આ અમદાવાદ તે જમીનમાંજ હોવું જોઇએ, ખરૂં કે નહિ ?

ગોવિંદ—હા હજીનો આગળ સમજવાનું છે સાંભળ, એ બધી જમીનના પાંચ મોટા વિભાગો પાડેલા છે આ દરેક વિભાગને ખંડ કહે છે

મનુ—આ વિભાગો કોણે પાડયા હશે ?

ગોવિંદ—આ બધા વિભાગો કુદરતી રીતેજ પર્વતો, નદીઓ અને સમુદ્રો વિગેરેથી એક બીજાથી જુદા જુદા પડતા હોવાથી ભૂગોળવેત્તાઓએ તેમને જુદા જુદા નામ આપેલા છે.

મનુ—તેનાં નામ તને યાદ હોય તો કહે

ગોવિંદ—સાંભળ, મનુ. એકતો આપણે જેમાં વસીએ છીએ તે એશિઆ ખંડ; બીજો જ્યાં આપણા પર રાજ્ય કરતા અંગ્રેજ લોકો વસે છે તે યુરોપ ખંડ, ત્રીજો આફ્રિકા ખંડ કે જ્યાં જંગલી હબસી લોકો રહે છે, ચોથો અમેરીકા ખંડ જે પૃથ્વીના ગોળાનાં બીજા ભાગમાં આવેલો છે, અને પાંચમો ઓશિઆનીઆ જેમાં માત્ર નાના નાના બેટો તથા મોટો ઓસ્ટ્રેલીઆ નામનો બેટ આવેલો છે.

મનુ—ત્યારે પૃથ્વી ઉપરનાં પાણીનાં કંઈ વિભાગ કે નામ હશે કે નામ હશે કે નહિ ?

ગોવિંદ-હા, તેનાં પણ નામ છે આ પાણીના વિભાગને મહાસાગર કહે છે આવા પાંચ મહાસાગરો છે એકતો પાસિફિક મહાસાગર, બીજો એટલાંટિક મહાસાગર, ત્રીજો હિંદી મહાસાગર, ચોથો ઉત્તર મહાસાગર, અને પાંચમો દક્ષિણ મહાસાગર.

મનુ-ગોવિંદ, આ બધું તને કેમ યાદ રહે છે ? હું તો ભૂલી જાઉંછ.

ગોવિંદ-મારા શિક્ષકે આ વિષે મને નકશો બતાવી સમજાવેલું છે; અને પાછળથી મે પણ નકશો જોઇ બધુ યાદ કરેલું છે, એટલે ભૂલાય તેમ નથી.

મનુ-આપણા મહેતાજીએ તો એક વખત નિશાળનો નકશો બતાવ્યો હતો તે મને યાદ છે.

ગોવિંદ-હા, તે જેમ નિશાળનો નકશો ચિતરેલો હતો તેજીજ રીતે પૃથ્વીનો નકશો ચિતરેલો હોય છે

મનુ-ઠીક, હવે હું સમજ્યો કે નકશો એ પૃથ્વી ઉપરના જમીન તથા પાણીના વિભાગોનું ચિત્ર છે.

ગોવિંદ-હા હવે સાંભળ, જમીનનાં મોટા વિભાગને જેમ ખંડ કહે છે, તેમ ખંડના વિભાગને દેશ કહે છે

મનુ-આપણે ક્યા દેશમાં છીએ ?

ગોવિંદ-આપણા દેશને હિંદુસ્તાન કે ભરતખંડ કહે છે. તેની ગજ્ય વ્યવસ્થા માટે જે વિભાગ પાડવામાં આવેલ છે તેને ઇલાકાનું નામ આપેલું છે. તેથી આપણે મુંબઇ ઇલાકામાં છીએ, અને આવા ઇલાકાની જમીનની એવી વિભ-

રૈની પેદાશ સંભાળવા તથા તેનો વહિવટ કરવા જે વિભાગ પાડેલ હોય છે તેને પ્રાંત કહે છે. એટલે આપણો ગુજરાતપ્રાંત કહેવાય છે. આ પ્રમાણે જે પ્રાંતો પાડેલા હોય છે તેની સારી રીતે દેખરેખ અને વ્યવસ્થા જાળવવા ખાતર જીલ્લા અને તાલુકા કરીને નાના ભાગો કરેલા હોય છે. આની રીતે તાલુકો કેટલાક શહેરો અથવા ગામોનો બનેલો હોય છે, અને શહેર કે ગામ કેટલાએક ઘરોની વસ્તીનું બનેલું હોય છે.

મનુ–ઓહો ! ગોવિંદ, તે તો ખુબ યાદ રાખ્યું છે. આપણું ઘર પણ અમદાવાદ શહેરમાં આવેલું હોવાથી, આપણે પૃથ્વી ઉપર રહીએ છીએ તે હવે હું બરાબર સમજ્યો; અને આ ગોળો તો માત્ર પૃથ્વીનો નકશો છે.

ગોવિંદ–મનુ તું ભૂલ્યો, આ ગોળો પૃથ્વીનો નકશો છે, તેમજ પૃથ્વીનો આકાર પણ આ ગોળાની માફક ગોળ છે

મનુ–આ હું ન સમજ્યો. પૃથ્વી ગોળ કેમ હોઇ શકે ! મને તો બધી સપાટ દેખાય છે.

( આ પ્રમાણે ગોવિંદ મનુને સમજાવતો હતો તેવામાં મહેતાજી આવી લાગ્યા, તેમણે મનુનું બોલેલું સાંભળી કહ્યું )

મહેતાજી–કેમ મનુ, તું શું નથી સમજ્યો ! પૃથ્વી તને તો સપાટ દેખાય છે, પણ તે ખરેખર ગોળ છે તે વિષે હજી સમજવાનું બાકી છે તે જ્યારે શીખવવામાં આવે તે વખતે બરાબર લક્ષ દઇ સમજશ તો તને ખાત્રી થશે કે પૃથ્વી ગોળ છે, અને તે સપાટ હોવાનો તારો ભ્રમ દૂર થશે. આ વિષય તમને આવતી કાલે શીખવવાનો છે

મગનલાલ મ. સારડા

---

॥ શ્રી ॐ ॥

# સીતા

## સીતાનો બાલ્યકાળ

૧

બિહાર પ્રાંતનો ઉત્તર ભાગ આજ તિરહુટ નામથી પ્રસિદ્ધ છે; પરંતુ ઘણા કાળ પહેલાં તે 'મિથિલા' નામથી ઓળખાતો. હજી પણ ત્યાંના ઘણા માણસો મૈથિલ નામથી ઓળખાવે છે, અને તેમની ભાષા મૈથિલી કહેવાય છે. આ પ્રમાણે એ પ્રાંતની પુરાણી ઓળખાણ આપણને થાય છે.

ત્રેતા યુગમાં મિથિલા દેશમાં 'જનક' નામના મહા વીર, ધીર, ગંભીર અને પ્રતાપી રાજા રાજ્ય કરતા હતા. તેમના ન્યાયી કારભારથી પ્રજા સુખી હતી, કોઈ પણ સ્થળે રોગ–શોકનું નામ ન હતું. સર્વત્ર આનંદ, સુખને સમૃદ્ધિ જોવામાં આવતાં. રાજા જનક રાજા જ હતા, તેવું ન હતું. તે શાસ્ત્રો જાણતા હતા, ધર્મનાં રહસ્યો સમજતા અને ઐહિક અને પરલૌકિક ગૂઢ તત્ત્વોને સમજનાર હતા. તે રાજા છતાં મહર્ષિ હતા; ગૃહસ્થ છતાં વૈરાગી હતા. તે દરેક કામ કર્તવ્ય સમજીને કરતા, અને સંસારની વિષય વાસનામાં

તેમનું મન જરાપણ લપટાયલું ન હતું. તેમને સઘળા લોક 'રાજર્ષિ' કહેતા અને મોટા મુનિ તથા પંડિતો તેમની પાસે ચર્ચા કરવા આવતા. ખરેખર, તે સમયમાં તેમના જેવો સર્વ રીતે યોગ્ય બીજો કોઈ રાજા ન હતો.

૨

પરંતુ સઘળા દિવસો સરખા જતા નથી. આવા ન્યાયી અને ધર્મિષ્ઠ રાજાના રાજ્યમાં પણ એક વખત મોટો દુકાળ પડયો! ચોપાસથી વરસાદની બૂમો પડી! પ્રાણીઓ કલ્પાંત કરવા લાગ્યાં! અનાજના અભાવે અનેક જીવો કાળના મોંમાં સપડાવા લાગ્યાં.

પ્રજાની આવી માઠી દશા જોઈ રાજા ઘણા દુઃખી થયા. તે વિચારવા લાગ્યા કે "રાજાનાં પાપે પ્રજા દુઃખી થાય છે. જો રાજા અધર્મી અને અન્યાયી હોય, તો તેના રાજ્યમાં દુઃખ, દારિદ્રય, રોગ અને શોક વધી પડે છે. પણ મેં જાણીને તો એક પણ ખોટું કામ કર્યું નથી, પછી મારી આ પુત્ર જેવી પ્રજા આમ કેમ દુઃખી થાય છે?" અનેક વિચારો કરતાં પોતાની ભૂલ પોતે શોધી શક્યા નહિ. ત્યારે વિચાર્યું કે "પોતાની ભૂલ પોતે જોઈ શકતા નથી." અનેક ઋષિ મુનિ અને વેદના જાણનારને તેનાં કારણો પૂછયાં, પણ કોઈ કંઈ શોધી શક્યા નહિ. છેવટ ઈશ્વરની લીલા અને પૂર્વ-જન્મનું ફળ સમજી, સર્વાનુમતે એ નિશ્ચય કર્યો, કે આવા ભયંકર દુકાળના નિવારણ માટે યજ્ઞ કરવો જોઈએ.

આ પ્રમાણે નિર્ણય થતાં યજ્ઞની તૈયારી થવા લાગી. પંડિતો, સાધુઓ, બ્રાહ્મણો વગેરે દેશ પરદેશથી જનકપુરમાં આવવા લાગ્યા. ને ધામધૂમથી વિધિ પૂર્વક યજ્ઞ શરૂ થયો.

પ્રજા પૂર્ણાહુતિની વાટ જોતી હતી; કેમકે તેને ખાતરી હતી, કે આ યજ્ઞના ફળથી અવશ્ય ભગવાન કૃપા કરશે ને વરસાદ વરસાવશે અને પોતાનાં દુઃખો દૂર થશે.

યજ્ઞ પૂરો થતાં, બ્રાહ્મણોના કહેવાથી, રાજા જનક પોતે-જ સોનાનું હળ લઈ ખેતર ખેડવા તૈયાર થયા. આ વખતે તે ભૂલી ગયા કે "હું ક્ષત્રિય છું, રાજા છું-કાંઇ ખેડુત નથી હળ ખેડું" પ્રજાના કલ્યાણ માટે, તે માનાપમાન ભૂલી ખેતર ખેડવા તૈયાર થયા! આમ કરતાં તેમના મનમાં જરા પણ સંકોચ કે શરમ આવી નહિ! ખેતરમાં જઈ, જ્યાં ખેડવા લાગ્યા, કે તરત આકાશમાં વાદળ ચઢી આવ્યાં, ખેડુતોના સુકા પ્રાણમાં ચેતન આવ્યું અને તેમની નિરાશા આશાના રૂપમાં બદલાઈ.

૩

આ શુભ શુકન જાણી, રાજાને આનંદ થયો અને વિધિ પૂરી કરી; ઘેર પાછા વળવા તૈયારી કરતા હતા; ત્યાં તેમણે જોયું, "તો એક પરમ સુંદર બાલિકા તે ખેતરમાં પડી પડી, હાથ પગ પછાડતી, પોતે રમી રહી છે!" આવી સુંદર કોમળ બાળકીને આવા નિર્જન સ્થાનમાં પડેલી જોઇ, રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમના હૃદયમાં વિસ્મય સાથે મમતા ઉત્પન્ન થઇ; જેથી તે બાળકીને પોતાની ગોદમાં ઉપાડી લીધી. લેતાં વારજ કુદરતી રીતે જ હર્ષિત થયા, ને વિચારવા લાગ્યા, કે 'આ બાલિકા કોની હશે? કોણ એવો કઠોર હશે, કે જેણે આ ખેતરમાં નાખી દીધી છે? અથવા તો ખુદ લક્ષ્મી શરીર ધારણ કરી બાલિકા રૂપમાં મને કૃતાર્થ કરવાને વૈકુંઠથી તો નથી આવી? અહા! શું એની સુંદરતા છે! તેના શરીરની

રચના કેવી મનોહર છે!" તેને જોઇ જોઇને રાજા આનંદમાં ખરેખર "વિદેહ" બની ગયા.

તે ઘણા આનંદ સાથે તે બાળકીને લઇ રાજમહેલમાં આવ્યા અને તેને રાણીની ગોદમાં આપતાં, તેના મળ્યાની હકીકત કહી સંભળાવી. આ બાળકીના રૂપે, રાજાની પેઠે રાણીને પણ આનંદમાં મગ્ન કરી દીધી; જેથી તે વારંવાર તેનું મુખ ચુંબવા લાગી, છતાં તેને તૃપ્તી થઇ નહિ.

રાણીએ કહ્યું-" મહારાજ, આ બાળકીને જોતાં, કોણ જાણે કેમ, મારાહૃદયમાં માતૃસ્નેહની નદી ઉભરાઇ જાય છે-એમજ લાગે છે કે મારી કુખે અવતરેલી બાળકી હોય. હું આનું ઘણા પ્રેમથી પાલન પોષણ કરીશ, અને પોતાની પુત્રી જાણીશ. આપ આારા રાજ્યમાં આ વાતનો ઢંઢેરો પિટાવો, કે આજથી દરેક આ બાળકીને મારી પુત્રી માને, અને ભૂલથી પણ બીજી વાત ન કરે; કેમકે આજ પછી હું કોઇ પણ વખત કોઇના મોઢે એ સાંભળવા નથી ઇચ્છતી કે આ મારી પુત્રી નથી, પણ ખેતરમાં પડેલી, જડી આવેલી અજ્ઞાત કુલની બાલિકા છે. જો આવી કઠોર વાણી સાંભળીશ તો મારો પ્રાણત્યાગ કરીશ."

રાણીની આવી અલૌકિક મમતા જોઇ, રાજા મનમાં ઘણો આનંદ પામ્યા, અને તેની ઇચ્છા પ્રમાણે ઢંઢેરો પીટાવ્યો. સર્વ આ બાળકીને રાજાની પુત્રી જાણવા લાગ્યા, અને મૂળ હકીકત ધીમે ધીમે લોકોની સ્મૃતિમાંથી ખસવા લાગી. કન્યા ઘણાં લાલન પાલનમાં ઉછરવા લાગી. જનક અને તેમની રાણી સ્વપ્નમાં પણ એ ભાવ ન આણતાં, કે આ કન્યા આપણી પુત્રી નથી.

હળ ખેડવાથી જમીનમાં જે સીટા–રેખા પડે છે, તેને " સીતા " કહે છે. તે રેખામાંથી મળેલી તે માટે તે બાળકીનું નામ ' સીતા ' રાખ્યું. જનક રાજાની કન્યા થવાથી અનેક લોકો તેને ' જાનકી ' કહી બોલાવતા. જનક સ્વાભાવિક વૈરાગ્યવાળા હોવાથી તેમનું નામ " વિદેહ " ( અથવા જે દેહથી પર છે; જેને શરીરનાં સુખદુઃખનો વિકાર અસર નથી કરી શકતો ) પડયું હતું. એ કારણથી કોઈ સીતાને " વૈદેહી " પણ કહેતા હતા.

૪

રાજકુમારી સીતા દિનપર દિન શુકલપક્ષના ચંદ્ર પેઠે વધવા લાગી. માત પિતાના અતિ સ્નેહ અને અપાર યત્નથી તેનો બાલ્યકાળ ઘણા સુખ અને લાડમાં વીત્યો.

મોટી થતાં તેને શિક્ષણ આપવામાં આવ્યું. તેણે ઘણા ઉત્સાહથી ભણવાનો આરંભ કર્યો, અને થોડા વખતમાં પોતાની પ્રતિભાનો એવો ચમત્કાર બતાવ્યો કે તેની શિક્ષિકાઓ પણ મુગ્ધ થઇ ગઇ. તેને જે કંઇ બતાવવામાં આવતું, તે તરત સમજી જતી, અને પોતાનો પાઠ જલદી મુખપાઠ કરી લેતી. તેણે જોતજોતામાં ઇતિહાસ–પુરાણોની અનેક વાતો યાદ કરી નાખી, અને નીતિનાં હજારો વચનો તેની રસના ઉપર રહેવા લાગ્યાં. સાથે સાથે શિવણું, ભરતું શીખી લીધું; ઘરકામનો અભ્યાસ કર્યો, અને સ્ત્રી ધર્મનું પૂરેપૂરું જ્ઞાન મેળવ્યું. બાળવયમાં તેણે પોતાની બુદ્ધિમાં જે કુશળતા બતાવી, તે જોઇ દરેક કહેવા લાગ્યા, કે આ બાળકી રૂપમાં લક્ષ્મી જેવી છે, તેવીજ ગુણમાં પણ સાક્ષાત સરસ્વતીનો અવતાર છે એવી વિલક્ષણ વ્યૂત્પતિ એ બાળ-

કીના મુખમંડળપર વિરાજતી હતી, જેથી જોનાર ચકિત-વિસ્મિત અને સ્તબ્ધિત થઇ જતા. પ્રબળ સંસ્કારી આત્મા સિવાય, એક નાની બાળકીમાં એ તેજ, એ પ્રતિભા, એ ચમત્કાર, ક્યાંથી જણાય?

સીતાના ગુણોથી માત્ર માતાપિતા અને તેની સખી-ઓ ખુશ રહેતી, એટલું જ નહિ પણ તેની સાથે ભણતી, રમતી, તે બધી બાળકીઓ પણ તેના ગુણો પર મોહિત થઈ હતી. સીતા કદી કોઇને કડવું કહેતી નાહ, કોઇનું ઠેક બગાડતી નહિ. સર્વ સાથે સંપી જંપીને રહેતી પછી કહો તેની સાથે કોને ના બને, અને તેનાથી કહો કોનું જરાપણ બગડે?

આવી મુલક્ષણી અને રૂપ ગુણમાં એકકો એવી કન્યા મળવાથી માતપિતાના આનંદની સીમા ન રહી; અને તેથી તે પરમ ભાગ્યશાળી સમજવા લાગ્યાં. ખરેખર, તે વખતે સીતા જેવી ગુણવંતી બાલિકા જનકપુરીમાં બીજી હતી જ નહિ.



# સીતાનાં રામદર્શન.

૧

સીતા જેમ જેમ મોટી થવા લાગી, તેમ તેમ તેનું રૂપ અને ગુણ પણ વધવા લાગ્યાં. બાલ્યાવસ્થા વીતીને યૌવન આવવા લાગ્યું હવે જનક રાજાને તેના વિવાહની ચિંતા થઈ; અને સીતાને યોગ્ય વર મેળવવા રાત્રી દિન વિચારમાં રહેતા. ઘણા રાજકુમારોની તપાસ કરી, પણ સીતાને યોગ્ય વર મળતો નહિ. તેમણે કોઈમાં એક, કોઈમાં બે, એમ અનેક દોષો જોયા; જેથી મનમાંને મનમાં ખેદ કરતા; કેમકે તેમને એક પણ રાજકુમાર એવો ન મળતો કે જે સર્વ દોષ ને ત્રુટિથી વિમુખ હોય.

ત્યારે હવે શું કરવું ? ઘણા વિચારો કર્યા બાદ રાજાએ એ નિશ્ચય કર્યો કે " ગમે તેમ થાય; પરંતુ પુરતી તપાસ કર્યા સિવાય, સીતા ગમે તેના પાત્રના હાથમાં સોંપવાનો નથી. મણિ સોના સાથે શોભે ઉન્કાથ સાથે નહિ. શું ઇશ્વર મારી અભિલાષા પૂરી નહિ કરે ? શું સીતાને યોગ્ય પૃથ્વીમાં વર નહિ મળે ?

તે સમયમાં કન્યાના વિવાહ માટે પાત્ર પસંદગી જુદી જુદી રીતે થતી. માતાપિતા જુદી જુદી જગાએ તપાસ કરી પોતાની પસંદગીથી કન્યાનાં લગ્ન કરતાં; સ્વયંવર કરી જુદા જુદા સ્થળોમાંથી રાજા અને રાજકુમારોને નોતરવામાં આવતા, બાદ કન્યા સર્વ સમક્ષ પોતાને મન પસંદ ઇચ્છીત વરની પસંદગી કરી વરમાળ પહેરાવતી; કોઇ જગાએ એમ પણ થતું કે વિવાહની ઇચ્છાવાળા યુવરાજની

વીરતાની પરિક્ષા થતી, ને તેમાં જે વિજયી નિવડે તે, તે કન્યાનો સ્વામી થતો.

જનક રાજાએ પણ પોતાની પુત્રી માટે ત્રીજી રીત પસંદ કરી. તેમને ત્યાં શિવજીનું આપેલું એક ધનુષ્ય પુરાણું હતું રાજાએ પ્રતિજ્ઞા કરી કે આ ધનુષ્ય જે ચઢાવશે તેને મારી કન્યા આપીશ. આમ નક્કી વિચાર કરી સ્વયંવર મંડપની તૈયારી કરવા માંડી; અને નિમંત્રણ પત્રિકાઓ મોકલાવી. આ સમાચાર સર્વત્ર વિજળી પેઠે પ્રસરી ગયા.

૨

આ સમયે અયોધ્યામાં દશરથ નામના પ્રતાપી અને ચક્રવર્તી રાજા રાજ્ય કરતા હતા. તેમને ચાર પુત્ર હતા. રામ, લક્ષ્મણ, ભરત, અને શત્રુઘ્ન. ઘડપણમાં રાજાને પુત્ર થવાથી ઘણા સુખી હતા. પુખ્ત ઉમ્મરના થયા છતાં કાંઇ સંતતિ ન હોવાથી તેમના મનને ઘણો કલેશ થતો; પરંતુ ઇશ્વરની દયા; બ્રાહ્મણ, ઋષિઓની આશિષ અને યજ્ઞ વગેરેથી તેમની મનોકામના પૂરી થઇ, અને ચારચાર પુત્રના પિતા કહેવાયા. રાજાને ત્રણ રાણીઓ હતી. કૌશલ્યા, કૈકેયી અને સુમિત્રા. કૌશલ્યાથી રામ, કૈકેયીથી ભરત અને સુમિત્રાથી લક્ષ્મણ અને શત્રુઘ્ન પેદા થયા હતા. ચારેય રાજકુમાર રૂપ ગુણમાં દેવ જેવા હતા. થોડી વયમાં તેમણે ક્ષત્રિયને ઘટતી વિદ્યા મેળવી લીધી. તે એટલે સુધી કે પ્રત્યેક માણસ તે ચારેય બાળકના વખાણ કરતાં.

જે સમયે દશરથ પુત્રો વિદ્યાર્થી અવસ્થામાં હતા, તે સમયે વિશ્વામિત્ર ઋષિ યજ્ઞના અનુષ્ઠાનમાં મચ્યા હતા, પરંતુ ..હુ અને મારિચ નામના રાક્ષસો તેમના યજ્ઞમાં ભંગ

કરતા ને યજ્ઞ પૂરો થવા દેતા નહિ. તે રાક્ષસો કોઈ વખત યજ્ઞ વેદી પર માંસના ટુકડા લાવી નાખતા, તો કોઇ વખત લોહીની ધારા વરસાવતા. ઋષિનું કરેલું ધૂળ થતું. મુનિ તેથી અકળાયા. તેના નિવારણનો કોઇ ઉપાય શોધી શક્યા નહિ. તેમણે લોકોના મોઢે સાંભળ્યું, કે અયોધ્યાના રાજા દશરથનો પાટવી પુત્ર રામચંદ્ર બહુ બહાદુર છે; અને નાની વયમાં એવું તો શૂર અને તેજ છે, કે મોટા મોટા વીરો પણ તેમનાં ગુણગાન કરે છે. મુનિએ સમાધિમાં જાણ્યું કે એજ રાક્ષસોનો નાશ કરી શકશે. આમ વિચાર કરી, તે રામચંદ્રજીની માગણી કરવા અયોધ્યા ગયા.

વિશ્વામિત્રે જ્યારે રાજાને પોતાની મુશ્કેલીઓ જણાવી અને રામચંદ્રજીને તે માટે રક્ષણ કરવા મોકલવા કહ્યું, ત્યારે વૃદ્ધ અને પુત્રવત્સલ રાજાને ડર લાગ્યો. "ક્યાં તે પ્રબળ પરાક્રમી રાક્ષસ અને ક્યાં કોમળ રાજકુમાર! યુદ્ધમાં રામ ગમે તેટલા હોશિયાર હોય પણ રાક્ષસોનો પરાજય સંભવિત નથી" રાજાએ ઋષિને કહ્યું.—"આ બાળકોને લઇ જઈ આપ શું કરશો? આજ્ઞા હોય, તો હું આવું અને રાક્ષસોને નસાડું" પણ મુનિએ માન્યું નહિ, અને રાજાને કહ્યું:—"તમારે રાજકુમારોને મારી સાથે મોકલવાજ પડશે અને વિશ્વાસ છે, કે વયમાં નાના છતાં આપના પુત્રો અલૌકિક બળવાળા છે- તેમના તેજ આગળ રાક્ષસો ટકી નહિ શકે જો આપ પુત્ર સ્નેહના કારણે મારું નહિ માનો, તો હું તમને ભયંકર શાપ આપીશ."

મુનિને આમ ખિજાયલા જોઈ, રાજા વિશેષ ગભરાયા, અને ઇચ્છા ન છતાં રામ વિશ્વામિત્રને સોંપ્યા. રામજીનો

નાનો ભાઇ લક્ષ્મણ તેમનો અનુયાયી હતો—તે એક ક્ષણ પણ રામથી વિખુટો રહી શકતો નહિ. જેથી તે પણ મહર્ષિ અને પિતાની આજ્ઞા માગી રામ સાથે તપોવનમાં આવ્યો.

રસ્તે ચાલતાં મુનિને બે ક્ષત્રિય કુમારો સાથે લઇ જતા જોઇ, મારિચની મા " તાડકા " રાક્ષણીએ વિચાર્યું કે અવશ્ય મુનિરાજ આ વીરકુમારોને રાક્ષસોને મારવા માટે લઇ આવ્યા છે. જેથી ક્રોધમાં તે એકદમ ધસી આવી, તે રાક્ષસણી બળવાન હતી, અને તે પ્રજાને ઘણી હેરાન કરતી. રામચંદ્રજીએ એકજ બાણમાં તેને પાડી દીધી. આ જોઇ, મુનિ અત્યંત ખુશી થયા. વિચાર્યું કે મારી જે ધારણા હતી, તે અવશ્ય ફળીભુત થશે.

( ૩ )

આશ્રમમાં જઇ ઘણા પ્રેમ સાથે રામ-લક્ષ્મણને રાખ્યા, અને જુદી જુદી જાતનાં અસ્ત્ર શસ્ત્ર ભેટ કર્યા. મુનિએ આપેલાં કંદમૂળ અને ફુલોનો બન્ને ભાઇએ પ્રેમપુર્વક આહાર કર્યો અને ગંગાજીનું નિર્મળ પાણી પી ઘણા સંતુષ્ટ થયા.

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં મુનિ નિત્યકર્મથી પરવારી યજ્ઞભૂમિમાં આવી યજ્ઞની તૈયારી કરવા લાગ્યા. રામ-લક્ષ્મણ તેની ચોકી કરતા. મુનિના યજ્ઞની શરૂઆત, અને તાડકાના અંતની ખબરે જાણી મારિચ અને સુબાહુ સૈન્ય સાથે આવ્યા અને ઉપદ્રવ મચાવવા લાગ્યા. આ સમયે બન્ને ભાઇઓએ એવી તો વીરતા બતાવી, કે તે પાપાંધ રાક્ષસોના

હોંશ ઊડી ગયા. અને એકેક કરી દરેકના પ્રાણ લીધા. મુનિની ધારણા પૂરી થઇ અને તેમનો યજ્ઞ સંપૂર્ણ થયો.

આવા ઉપદ્રવી રાક્ષસોના નાશથી વિશ્વામિત્ર એકલાને ખુશી ન ઉપજી, પણ આસપાસના સર્વ ઋષિ મુનિને આનંદ થયો અને તેમનાં ટોળે ટોળાં રામ-લક્ષ્મણનાં દર્શન માટે આવવા લાગ્યાં. સર્વ તેમને આશિર્વાદ દેતાં અને આલિંગન કરતાં કરતાં ધરાતાં નહિ. આ પ્રમાણે તપોવનનો આનંદ ભોગવતાં ઘણા દિવસ થયા. છેવટે ઘણા આદર અને વિનયથી રામે મુનિ પાસે અયોધ્યા જવાની રજા માગી.

રાજા જનકની કન્યા સીતાના સ્વયંવરની અને શિવજીના ધનુષ્યની વાત સર્વત્ર ફેલાઇ ગઇ હતી. તપોવનમાં આ સમાચાર પહોંચ્યા. કેમકે તે સમયમાં સર્વ પ્રસિદ્ધ ઋષિમુનિઓને પણ નોતરવામાં આવતા. એ બાળકોએ રજા માગી, કે તેજ વખતે મુનિને સ્વયંવરની વાત યાદ આવી અને જનકની પ્રતિજ્ઞા સંભળાવી કહ્યું—" તમે બન્ને ભાઇ ત્યાં મારી સાથે આવો તો સારૂં. કેમકે સ્વયંવર ઘણુ ઉચ્ચ રીતિનો થશે અને તેમાં મોટા મોટા ક્ષત્રિય વીરોની પરિક્ષા થશે. જોઇએ, કે કોણ એવો નીકળે છે, જે શિવજીના ધનુષ્યની પ્રત્યંચા ચઢાવે અને સીતા જેવી રમણી રત્નને પ્રાપ્ત કરે "

મુનિનાં આ વાક્યો સાંભળી રામચંદ્રને સહેજ કુતુહલ થયું અને તેમની સાથે જવા તૈયાર થયા. સારો દિવસ જોઇ ત્રણે જણા જનકપુરી તરફ ચાલ્યા. રસ્તામાં અનેક દેશ નગર અને ગામો વટાવતા તથા પર્વત, નદી, વન, બાગ વગેરેની કુદરતી શોભા જોતા આનંદ કરતા ચાલ્યા. મુનિએ

જુદી જુદી વાતો કહી બાળકોનાં મન રંજન કર્યાં ને રસ્તો ; કપાયો તે જણાયું નહિ.

(૯)

યાત્રા પૂરી કરી રામ-લક્ષ્મણ સહિત વિશ્વામિત્ર જનકપુરીમાં આવી પહોંચ્યા. નગરની ભાત ભાતની શોભા જોઇ એમ લાગતું કે સ્વયં લક્ષ્મીએજ અહીં નિવાસ કર્યો છે. મકાનોની શોભા પરથી સહજ સમજાતું, કે જનક એક ધર્માત્મા છે; અને તેની સારી પ્રજા પણ તેવાજ ભાવવાળી છે. સર્વ જોતા જોતા રાજમહેલ પાસે આવ્યા. રાજમહેલની ભવ્ય વિશાળતા જોઇ પોતાનું ઘર યાદ આવ્યું. દ્વાર પાસે આવી મુનિએ પોતે આવ્યાના સમાચાર રાજાને કહાવ્યા.

સાંભળતાં વાર રાજા પોતેજ આવ્યા. મુનિ રામ લક્ષ્મણને સાથે લઇ અંદર ગયા. ઉચિત આસને બેસાડી કુશળ પૂછ્યા. મુનિએ પોતાના આવવાનું કારણ જણાવ્યું અને બન્ને રાજપુત્રોનું ઓળખાણ આપ્યું. રાજાને આનંદ થયો. તેમના ઉતારાની સવડ કરી દીધી. રાજકુમારોને જોઇ તેમનું ચિત્ત આકર્ષાયું અને મનમાં દશરથ રાજાના ભાગ્યને ધન્યવાદ આપવા લાગ્યા.

વિશ્વામિત્ર તથા રામ—લક્ષ્મણના ઉતારે ઘણી સારી સવડ હતી. અને જે જોઇએ તે સાધન માગતાં વાર મળતાં હતાં. તે દિવસે શ્રમિત હોવાથી આરામ લીધો.

બીજે દિવસે સવાર થતાં લક્ષ્મણે મોટાભાઈને કહ્યું- " મારી ઈચ્છા છે કે આખું શહેર સારી રીતે જોઈ આવવું અને બહુ ગમે છે. સાથે એ પણ ઈચ્છા છે કે આપ પણ સાથે. આ સાંભળી રામચંદ્રજીએ મુનિની આજ્ઞા લીધી.

બન્ને ભાઈ શહેરમાં ફરતા હતા; તેમને જોઈ જનકપુરવાસીઓને ઘણો આનંદ થતો. તેમનું રૂપ, હાવભાવ, અને વાતો એવી મધુરી હતી કે આબાલવૃદ્ધ તેમની સાથે વાતો કરવા ઈચ્છતાં. આમ પ્રજામાં એક બીજામાં વાતચીત થતાં લોકોનાં થોકે થોકે તેમને જોવા તલસી આવતાં. જાણે તે બન્ને ભાઈઓ શહેરીઓને દર્શન આપવાજ ન આવ્યા હોય !

ઝરૂખામાં બેઠેલી સ્ત્રીઓ ખુશી થતી તેમને જોઈ પ્રીતિથી માંહોમાંહે કહેતી—" સખી ! આ ગોરાને શ્યામ રંગની જોડી કેવી સુંદર છે ! ધન્ય છે તેમનાં માત પિતાને ! જાણે દેવતાઓનાં બાળક ન હોય ! નહિ તો આવું રૂપ માણસમાં ક્યાંથી ? " કોઈ કહેતી:—" બ્હેન મેં સાંભળ્યું છે, કે તે અયોધ્યાના રાજા દશરથના પુત્રો છે. જેનું શરીર શ્યામ છે, તે રામ છે; અને જે ગોરા છે, તે લક્ષ્મણ છે. નાની વયમાં તેમણે મોટા મોટા રાક્ષસોને માર્યા છે. હવે તે સ્વયંવર જોવા આવ્યા છે. " આ સાંભળી બીજી બાઈ બોલી-" જેવી રાજકુમારી સીતા પરમ સુંદરી છે, તેવો આ શ્યામ રંગી રાજપુત્ર પણ સુંદર છે. પરમાત્મા કરે, ને આજ સીતાનો વર થાય. પછી તો એ સોનાની વીંટીમાં આ શ્યામ નંગ એવું શોભશે કે શું કહું ? "

જુદી જુદી વાતો કાઢી બાળકોનાં મન રંજન કર્યાં ને રસ્તો કપાયો તે જણાયું નહિ.

(૯)

યાત્રા પૂરી કરી રામ–લક્ષ્મણ સહિત વિશ્વામિત્ર જનકપુરીમાં આવી પહોંચ્યા. નગરની ભાત ભાતની શોભા એમ એમ લાગતું કે સ્વયં લક્ષ્મીએજ અહીં નિવાસ કર્યો છે મકાનોની શોભા પરથી સહજ સમજાતું, કે જનક એક ધર્માત્મા છે; અને તેની સારી પ્રજા પણ તેવાજ ભાવવાળી છે. સર્વ જોતા જોતા રાજમહેલ પાસે આવ્યા. રાજમહેલની ભવ્ય વિશાલતા જોઇ પોતાનું ઘર યાદ આવ્યું. દ્વાર પાસે આવી મુનિએ પોતે આવ્યાના સમાચાર રાજાને કહાવ્યા.

સાંભળતાં વાર રાજા પોતેજ આવ્યા. મુનિ રામ લક્ષ્મણને સાથે લઇ અંદર ગયા. ઉચિત આસને બેસાડી કુશળ પૂછ્યા. મુનિએ પોતાના આવવાનું કારણ જણાવ્યું અને બન્ને રાજપુત્રોનું ઓળખાણ આપ્યું. રાજાને આનંદ થયો. તેમના ઉતારાની સવડ કરી દીધી. રાજકુમારોને જોઇ તેમનું ચિત્ત આકર્ષાયું અને મનમાં દશરથ રાજાના ભાગ્યને ધન્યવાદ આપવા લાગ્યા.

વિશ્વામિત્ર તથા રામ—લક્ષ્મણના ઉતારે ઘણી સારી સવડ હતી. અને બે જણે તે સાધન માગતાં વાર મળતાં હતાં. તે દિવસે શ્રમિત હોવાથી આરામ લીધો.

બીજે દિવસે સવાર થતાં લક્ષ્મણે મેધાભાઇને કહ્યું-" મારી ઇચ્છા છે કે આખું શહેર સારી રીતે જોઇ આવવું મને બહુ ગમે છે. સાથે એ પણ ઇચ્છા છે કે આપ પણ ચાલો. આ સાંભળી રામચંદ્રજીએ મુનિની આજ્ઞા લીધી.

બન્ને ભાઈ શહેરમાં ફરતા હતા; તેમને જોઇ જનકપુરવાસીઓને ઘણો આનંદ થતો. તેમનું રૂપ, હાવભાવ, અને વાતો એવી મધુરી હતી કે આબાલવૃદ્ધ તેમની સાથે ચાહીને વાતો કરવા ઇચ્છતાં. આમ પ્રજામાં એક બીજામાં વાતચીત થતાં લોકોનાં થોકે થોકે તેમને જોવા તલસી આવતાં. જાણે તે બન્ને ભાઇઓ શહેરીઓને દર્શન આપવાજ ન આવ્યા હોય !

ઝરૂખામાં બેઠેલી સ્ત્રીઓ ખુશી થતી તેમને જોઇ પ્રીતિથી માંહોમાંહે કહેતી—" સખી ! આ ગોરાને શ્યામ રંગની જોડી કેવી સુંદર છે ! ધન્ય છે તેમનાં માત પિતાને ! જાણે દેવતાઓનાં બાળક ન હોય ! નહિ તો આવું રૂપ માણસમાં ક્યાંથી ? " કોઇ કહેતી:—" બ્હેન મેં સાંભળ્યું છે, કે તે અયોધ્યાના રાજા દશરથના પુત્રો છે. જેનું શરીર શ્યામ છે, તે રામ છે; અને જે ગોરા છે, તે લક્ષ્મણ છે. નાની વયમાં તેમણે મોટા મોટા રાક્ષસોને માર્યા છે. હવે તે સ્વયંવર જોવા આવ્યા છે. " આ સાંભળી બીજી બાઈ બોલી-" જેવી રાજકુમારી સીતા પરમ સુંદરી છે, તેવો આ શ્યામ રંગી રાજપુત્ર પણ સુંદર છે. પરમાત્મા કરે, ને આજ સીતાનો વર થાય. પછી તો એ સોનાની વીંટીમાં આ શ્યામ નંગ એવું શોભશે કે શું કહું ! "

આ સાંભળી બીજી બોલી—" પરંતુ રાજાનું પણ છે, જે શિવજીના વિશાલ ધનુષ્યને ચઢાવશે, તે સીતાને પરણશે. ક્યાં કોમળ કિશોર અને ક્યાં તે કઠિન ધનુષ. "

આવી અપ્રિય શંકા સાંભળી પેલી ખિજાઈને બોલી " તું કેવી વાતો કરે છે ! જોવામાં નાનું હોય પણ તેના કામનો પ્રભાવ મોટો હોય છે. હમણાં તો તેં દીઠું કે તેમણે મોટા મોટા રાક્ષસોને માર્યાં છે. પરમાત્મા કરે, તો જોજે કે મારી વાત ખરી પડે છે કે નહિ ? આ પ્રમાણે સર્વના મુખમાંથી એજ વાત નીકળતી કે આ શ્યામસુંદર કિશોર રાજકુમાર, સીતાનો સ્વામી થશે !

બન્ને ભાઈ શહેરની સહેલ કરી આનંદ પામતા સાયં-સંધ્યા વંદન કરી, વાળુ કરી ઋષિના પગ દાબવા બેઠા. મીઠી મીઠી વાતો કરતા કરતા રાજર્ષિ નિદ્રાધીન બન્યા, કે બેઉ ભાઈ શયન કરવા ઊઠયા.

(૫)

સવારે ઉઠીને બે ભાઇઓ મુનિની રજા માગી ફુલ લેવા ગયા , અને જનક રાજાના રાજમહેલ પાછળ સુશોભિત બાગ હતો ત્યાં ગયા. તેમણે બાગમાં પેસતાં જોયું, તો વસંતના પ્રભાવથી વૃક્ષો નવિનતા ધારણ કરી રહ્યાં હતાં નવાં ફુલ અને પાનની બહાર આવી હતી. ફળ, ફુલને પાંદડાં પવનથી ઝુલતાં હતા, નાના પ્રકારનાં પક્ષિઓ આ ઝાડથી આ ઝાડ ઉડી કલ્લોલ કરતાં હતાં. બાગની વચ્ચે એક મનોહર તળાવ હતું. જેમાં કમળો ખીલ્યાં હતાં. આ બધું જોઈ આનંદ પામતા બન્ને ભાઇ ફુલ ચુંટવા લાગ્યા.

આ સમયે સંયોગાવશાત્, જનકપુત્રી જાનકી પણ પોતાની સખી સાથે માતાની રજા લઇ, પાર્વતી પૂજન માટે બાગમાં આવી. ઉપર જણાવેલા તળાવ ઉપર પાર્વતીજીનું સુંદર વિશાળ મંદિર હતું. સર્વેએ તળાવમાં સ્નાન કર્યું, બાદ ગિરિજાના પૂજન માટે મંદિરમાં ગઈ. સીતા સાથે આવેલી સખીઓ ચતુર, સુંદર અને મીઠા બોલી હતી તેમાં એક તો વળી ચપળ હતી. તે પૂજા કરવાની મૂકી બાગની શોભા જોવા ગઇ. દરેક સખીએ પ્રેમથી પૂજા કરી, અને મનની અભિલાષાની માગણી કરી. બાદ સર્વેએ સાષ્ટાંગ કર્યા: ત્યાં તો પેલી ચપળ સખી મલકતી આવી કહેવા લાગી:–' સખી ! શું જુઓ છો ? બાગમાં રાજકુમાર ફુલ લેવા આવ્યા છે; તેમને જોઇ મારી આંખતો ઠરી ગઇ. એ પાતો તો એવી મીઠી મીઠી કરે છે, કે શું કહું ? સખીઓ એ રાજહંસ જોડાનાં શાં વખાણ કરું ? તેમનાં સૌન્દર્ય એ આંખોથી જોવાની ચીજ છે ! તેમનું વર્ણન અકથનીય છે.

આવી આનંદદાયક વાત સાંભળી, સર્વ સખી આનંદમાં આવી ગઇ. અને હર્ષપૂર્વક મંદિરમાંથી નીકળી; ઘેર જવાની તૈયારી કરવા લાગી. રસ્તે ચાલતાં ચાલતાં સખીઓ, એ રાજકુમારોના સૌન્દર્યનું વર્ણન કરવા લાગી, જે સાંભળીને સીતાના હૃદયમાં પ્રીતિ, આનંદ અને ઉત્કંઠાની તરંગો ઉઠી.

આ સમયે કંકણ, ઝાંઝર આદિનો ઝણકાર સાંભળી રામ અને લક્ષ્મણે ચકિત બની મંદિર તરફ જોયું, તો સખી સાથે સીતાને મંદિરમાંથી નીકળતી જોઈ. સીતાનું સુંદર

રૂપ જોઈ રામનાં નેત્રોને શિતળતા થઈ—તે એથીટસે ચકોર પેઠે તે મુખચંદ્રનું અમૃત પાન કરવા લાગ્યા. બાદ રામે લક્ષ્મણને કહ્યું—"ભાઈ! જો. મને લાગે છે, કે આજ જનક રાજાની કન્યા છે, જેને માટે સ્વયંવર રચાયો છે. વિધાતાએ શી સુંદરતા ઘડી છે! ભાઇ! આપણે રઘુવંશી, કોઇની બેન દીકરી તરફ જોતા નથી; પરંતુ મારી દૃષ્ટિ સ્વયં આ બાલિકા પર જાય છે, અને એની વિલક્ષણ સુંદરતા જોઇ, ખસેડી ખસતી નથી."

આમ બન્ને ભાઇ વચ્ચે વાતચીત ચાલે છે. ત્યાં તો રામ અને લક્ષ્મણનાં વેલની પાછળથી સખીઓએ સીતાને દર્શન કરાવ્યાં. શરદઋતુના મનોહર ચંદ્રને જોઇ જેમ ચકોરી આનંદમાં મગ્ન થઇ જાય છે, તેમ રામનું રૂપ જોઇ સીતાની એજ અવસ્થા થઇ. સખીઓ પણ વારંવાર તે રૂપ જોવા લાગી. પેરથી આવે વધુ વખત થવાથી, ઇચ્છા ન છતાં જલદી સર્વ મહેલ તરફ ચાલી; પરંતુ તે શ્યામ સુંદર મૂર્તિ સીતાના હૃદયમાં અંકિત થઇ અને વારંવાર નેત્ર સમક્ષ આવવા લાગી. રામચંદ્ર પણ સીતાની સૌન્દર્ય મૂર્તિ હૃદયમાં ધારી લક્ષ્મણ સાથે મુકામ પર આવ્યા, અને બાગની સર્વ વાત મુનિને કહી બતાવી રામના મનમાં કંઇ છળ-કપટ કે ખોટી વાસના ન હતી, જે કહેવામાં સંકોચ થાય; કેમકે જેમાં પાપ અને બુરૂં છે, તે વાતો છુપાવાય છે

ફૂલ મળતાં મુનિએ સંધ્યા પૂજા કરી અને બન્ને ભાઇને આશીર્વાદ દીધો, કે તમારા સર્વ મનોરથ સિદ્ધ થાઓ. બાદ બે ભાઈ સંધ્યામાં રોકાયા.

---

# ૧૦. બાલકનું અંતર.

[ ઓધવજી મેરા ક્હેજો શ્યામને—એ રાગ ]

( ૧ )

ઉકેલો વ્હાલાંઓ ! અંતર બાળનાં,
એ અંતર અમૃત રસથી ઉભરાયજો !
નિર્મલ કાચ સમા એ ભોળા ઉરમાં !
ઝીણા અક્ષર પ્રભુજીનાં પરખાયજો !
ઉકેલો વ્હાલાંઓ ! અંતર બાળનાં.

( ૨ )

'આ મ્હારૂં આ પરનું' હૃદય દિસે નહી,
ભેદ વિહોણો બાળકનો વ્યવહારજો !
હસવું મધુરૂં, રમવું મધુરૂં બાલનું
બાલકડાથી ઉજળો આ સંસારજો !
ઉકેલો વ્હાલાંઓ અંતર બાળનાં.

( ૩ )

શુભ્ર દૂધ સમ વ્હેતા ઉર પ્રવાહમા,
વિચરે ભોળા દંપતી જીવન નાવજો !
અખંડ વાસ પ્રભુનો એ ઉર મન્દિરે,
વ્હાલાંઓ હો ! લેજો પુણ્ય પ્રસાદજો !
ઉકેલો વ્હાલાંઓ ! અંતર બાળનાં.

( સ્વર્ગસ્થ ) " નલિનીકાન્ત "



# ૧૧. પ્રભુ સ્તુતિ.



અહો નાથ! ઉભા અમે હાથ જોડી!
કરો રંક સામે કૃપા દૃષ્ટિ મોડી,
સદા તાપ ને પાપથી તો ઉગારો,
અમે માગીયે ઇશ ઓ! પ્રેમ તારો.

ઉગ્યો સૂર્ય તો પૂર્વમાં પૂર તેજે,
ગઇ રાત વીતી, જુઓ વાત સ્હેજે.
પ્રભો! તું વિના કોણ સંભાળનારો!
અમે માગીએ ઇશ ઓ! પ્રેમ તારો.

પશુ પક્ષિ ને પ્રાણીઓ કામ લાગ્યા,
પછી એમ ઉદ્યોગમાં સુખ માગ્યા;
અમારી પ્રભો! બુદ્ધિ, વિદ્યા વધારો,
અમે માગીએ ઇશ ઓ! પ્રેમ તારો.

કુડાં દુઃખ કાપી દૃઢ સુખ આપો,
અમારા શિરે નાથજી હાથ થાપો;
સુખે જાય આ આજનો દિન સારો,
અમે માગીએ ઇશ ઓ પ્રેમ તારો.

ખબરદાર.



# ૧૨. 'પ્રભુ ચરણે ધરીએ !'

આવો "બાળક" વાતો કરીએ !
ફુલવાડીમા સાથે ફરીએ !
ભેળાં થઈ સૌ હરિ ગુણ ગઈએ !
સંપી સૌ આપસમા ચહીએ ! ૧

નિરખો નયને વાડી લીલી !
મનહરણી તે રહી છે ખીલી !
બહુરંગી પુષ્પો છે કેવાં ?
સૌ કોના મન રંગે તેવાં !!! ૨

કર્તા કોણ હશે કહો ત્હેનો ?
વિચારો ઉરમાં ભાઈ બ્હેનો !
પ્રભુ પીતાએ વાડી કીધી !
આપણને ફરવા તે દીધી ! ૩

રમો ! ભમો ! સૌ વ્હાલે વ્હાલાં !
દમો નહિ ! રજ ફુલડાં ડાળાં !
શિખવે અદ્ભુત તે મંત્રો !
સત્ય ! નીતિનાં સોપે યંત્રો ! ૪

તારા ચમકે નભમા વીણો !
આવો ! વ્હાલાં પુષ્પો વિણો !
વિણી પુષ્પો માળા કરીએ !
વ્હાલે તે "પ્રભુ ચર્ણે ધરીએ" !!! ૫

"હૃદયયોગી." (ઘોઘાસરકર)

# ૧૩. ચલો !



ચલો શૂરવીર ! ચલો, જઇએ,
શુભદ્રનો યશ મારગ લઇએ. ૧

સુણો, સૂતા કેસરી જાગે,
કે રણના રણશીંગડાં વાગે. ૨

ઉઠ્યા સ્વગ સ્પગ ક્ષત્રિય આયા,
શ્રીકૃષ્ણે વરદ શંખ વાયા. ૩

શૂરોએ શસ્ત્ર કવચ લીધાં,
કે ભીષ્મે સિંહનાદ કીધા. ૪

ઝૂઝ્યા રણ રથે રાય રાણા,
મહાભારત વગી મંડાણાં. ૫

અહો ! જગની ડાકલ વાગે,
જગતના શૂરવીરો જાગે. ૬

ઉભી લે ! લઇને યશમાલા,
અમરને દ્વાર અમરબાલા. ૭

ચલો, ઝટ ચલો, વીરબંકા !
અમર મારગ ઘો રણડંકા. ૮

કવિ ન્હાનાલાલ.



# ૧૪. હસવું ને રમવું.



બાળક સઉ હસનાર અમે તો હસી હસી રમનાર,
ધૂળ પડી આ ધરણી ઉપર તે સાથે હસનાર;
અમે તો હસી હસી રમનાર.

ઉંચે ઉડે કિલકિલ કરતા પંખી રેલે ગાન,
ગાન સૂણીને સાથે ગાશું ગાન મઢી ગુલ્તાન,
અમે તો હસી હસી રમનાર. ૧

ખાવું પીવું ફરવું હરવું એ અમનું છે કામ,
માની ખોદે રમવું રમવું રહવું નહિ કો ઠામ;
અમે તો હસી હસી રમનાર. ૨

આખો વ્હાલા મસ્તી મચાવી કંઈ કંઈ કરશું ખેલ,
કુદરત માતા જોઈ હરખાશે સાથે કરશે મેલ;
અમે તો હસી હસી રમનાર ૩

બાળક સઉ રમનાર અમે તો રમી રમી હસનાર,
ધૂળ પડી આ ધરણી ઉપર તે સાથે રમનાર;
અમે તો રમી રમી હસનાર. ૪

"મોહિનીચંદ્ર."

# આવો વાતો કરીએ.



વ્હાલા બાળકો ! ગઈ વખતે તમારાં માબાપો સાથે વાતો કરી, હવે આપણે વાતો કરીશું.

આ તમારા દોસ્ત "બાળક" ની શરૂઆત, ને તે મારફત તમારી સેવા કરવા લગભગ ચાર પાંચ વર્ષથી ઇચ્છા હતી. તમારા આ દોસ્તની ઇચ્છા શુદ્ધ ને સાદી. તમારી સેવા તે કરે, ને તે બદલ દિવાળી પર ભેટ તરીકે રૂપીઆ, સવારૂપીઆ માગે. તે તમારી સેવા આદર્શ રીતે કરવા ઇચ્છે છે. તમે બધાએ તેને પહેલી દોસ્તીમાં ઠીક વધાવ્યું, પણ બાળકની જન્મક્રિયા પહેલાં ને તે પુખ્તવયનું થાય ત્યાં સુધી તેને ઘણું સંભાળવું પડે છે.

પોતાનું શરીર વધારવાનું, શરીરના અવયવો પુરા કરવાનું, નવી ભાષા શીખવાનું, લોકપ્રિય થવાનું અને તે સાથે કુદરતના પરિક્ષા લેતા, પ્લેગ, કૉલેરા, બળીઆ, ઓરી, ઉટાંટીયું, વરાધ જેવા રોગ રાક્ષસોથી પણ સંભાળવું પડે છે, તે બધાનો માર ઝીલતા ઝીલતાં પોતાનું જીવન આગળ ધપાવે જાય છે. એ સ્થિતિ બાળભ્રુઓ તમોએ સહી છે એવી જ દશા તમારા આ દોસ્તની છે.

બાળસેવા મારા મગજમાં ઘણા વખતથી રમ્યા કરતી. મારા શિક્ષક તરીકેના આઠ, નવ વર્ષના અનુભવમા જણાયું છે કે સમાજમાં સચોટ છાપ પાડવાને સૌથી સરસ

પાત્ર તે બાળકો જ છે ' બાળક તે પ્રભુ છે, પ્રભુની સૌથી સમીપ છે.' હજી તમારામાં જગતના પાપીઓએ વાસ નથી કર્યો. મારા પ્રિય વિદ્યાર્થી બાળકો ઘણી વખત નવું નવું શીખાવે છે, અજબ ચેતન આપે છે, ને બાળકગાય બનાવી દે છે. આ બધુ કોઇ પણ રીતે સમાજની ઉપયોગીતા સાધી શકે છે. બાળકમાં કવિતાઓ ધર્મની વાતો, હસ- વાની વાતો, વિજ્ઞાન, ઇતિહાસ, રામાયણ કે મહાભારતની વાતો સાથે ઇનામી બુદ્ધિના પ્રશ્નોથી તમને ગમત મળશે.

આ માટે તમારા દોસ્તના દોસ્તોની સંખ્યામાં વધારો થાય, તો વધુ ગમત પડે. જો કે તમારાં માબાપો તમને વિસારી દે છે. આ ધમાલીયા યુગમાં તેઓ તમને સર્વ રીતે વીસરી જાય છે. એવું હુંય તમને કહું. પણ તેવુ સર્વત્ર નથી. કેટલાક માબાપો બાળક માટે ઠીક કાળજી રાખે છે. એટલે આ તમારા દોસ્તે તો નિશ્ચય કર્યો છે કે ગમે તેવા કઠિન કાળમાં, દુકાળમા અનેક રોગોની આફતો વચ્ચે, ધનાઢયોના ધનમદની કડવી નજર આગળ પણ આ રંક, કોમળ બાળક તમારી સેવા કરવા સતદિન પ્રભુ પાસે પ્રાર્થના કર્યે જાય છે

કોઈ પણ બારીક પ્રસંગે, ફકીર બની ભીખ માગીને, આખામાથી અર્ધુ બચાવી આ ઉછરતું ' બાળક ' તમારી સેવા કરવાની પવિત્ર ધગશ છીપાવાનું નથી. તે તમને કડવી, મીઠી વાતો કહેશે હુલાવશે-હસાવશે બોધ કરશે.

તમે દિવાળી, હોળી, બળેવ, ઉત્તરાયણ જેવા વહેવા રોમા મળવી વાપરવાની રકમમાથી તમને બોધ કરનાર, જ્ઞાન દેનાર મિત્રને કંઇક બચાવી મદદ કરવાનું વિસરી

જોયો ? તેના લવાજમ જેટલી ભેટ આપી તેની મિત્રતા નહિ બાંધો ?

તમે તમારા દોસ્તો વધારો, તે જોઈ આ દોસ્તના પણ દોસ્તો વધારશે. પિતાઓને વિનવો કે મારા આ મિત્રને સહમદદ બનો. સુહૃદય માતાઓને કહો કે માતા! આ મારા દોસ્તની કાળજી રાખ, વિશેષમાં કહો કે માતા! બાપુ! આ 'બાળક' ની હું ભાઈબંધી કરીશ. તેનાથી હું વિખુટો નહિ પડું, ને તેનાથી નહિ રિસાઉં, કે તેને રિસાવા નહિ દઉં!

શેઠીઆઓને મનથી વિનવો, કે શેઠજી! આ તમારી ભવિષ્યની દોલતને સપ્રેમ જોઈ મદદ કર્તા થાઓ.

તમારા આ દોસ્તમાં કંઈ ભૂલ જૂઓ, તો ઠપકો દેજો, સેવામાં ખામી કરે, તો જણાવો કે તું અમુક અમુક પ્રકારની સેવા કેમ નથી કરતું ?

તમારા દોસ્તને કવિતા લખી, વાતો લખી, ઈનામી પ્રશ્નના જવાબ આપી શોભાવો. ચિત્રો તમને ઓછાં મળે છે. તેનું કારણ ચિત્ર એ તો દાગીના છે. દાગીના, હિરા, માણેક, મોતી ધનાઢયોને હોય! છતાં આ દોસ્ત એકાદ, બેવડું પોતાનું સૌંદર્ય બાળવે છે તેથી તેને ના પસંદ કરશો નહિ. બહુ મિત્રો થતાં તમને મન ગમતું થઈ જશે.

આ તમારો દોસ્ત છે. તમારા માબાપોનું એક સ્થૂળ રૂપે-ચોપડી રૂપે બાળક છે. તેને આશિષ આપો. સહમદદ બનો.

દોસ્તો પ્રણામ! જય દય!!! વધુ આવતી વખતે—

તંત્રી.

# ઇનામી પ્રશ્ન.

નિયમો:—પુસ્તક ૧, ભાગ પહેલા પ્રમાણે.

પહેલા ભાગમાંના પ્રશ્નના ખરા ઉત્તર (૧૩) બંધુઓએ આપેલા તે પૈકી (૪) ને બાર બાર આનાની ચોપડી ભેટ મળે છે. તે આ અંક સાથે મોકલી છે

નામ.

૧. મંજુલાલ નાનાલાલ અમદાવાદ (૩૦૬)
૨. વલ્લભદાસ ગોવિંદજી ૩૨૭ કુમરા (૫૨)
૩ મિ. મધુમતી મોતીલાલ રતલામ (૧૦૮)
૪ રેવાપ્રસાદ છોટાલાલ અમદાવાદ (૨૪)

નવો પ્રશ્નઃ—

એવાં ચાર જુદા જુદા વજનનાં કાટલાં હોય, જે વડે ૧ શેરથી ૧ મણ સુધી ગમે તેટલા શેર જોખી શકાય. તો તે કાટલાં (વજનીઆં) કેટકેટલા શેરનાં હશે?

તંત્રી.

સૂચના:—આ નવા પ્રશ્ન માટે ભાઈ ગીરધરલાલે રૂ ૧) ઈનામ આપવા ઇચ્છા બતાવી છે.

# કેટલાંક પ્રાણી અને પક્ષીઓની જીંદગી

ઘેટું દશ વરસ જીવે છે
બિલાડી પંદર વરસ જીવે છે.
સિંહ વીશ વરસ જીવે છે
ઊંટ ચાળીશ વરસ જીવે છે.
કુતરો ચૌદ વરસ જીવે છે.
ખીસકોલી આઠ વરસ જીવે છે.
બળદ પચીશ વરસ જીવે છે.
ઘોડો પચીશ વરસ જીવે છે.
કાચબો સો વરસ જીવે છે
પોપટ સવાસો વરસ જીવે છે.
હાથી બારસો વરસ જીવે છે.

ડૉ. મોહનલાલ પાઠક

# ચોપડીઓ કેવી વાંચવી ?



જે ચોપડીની છાપ, કાગળ સારાં ન હોય; કિંમત વધારે લાગતી હોય, જેમાં અનીતિની વાતો હોય; ધર્મનું નામ, ઇશ્વરનું નામ લેશ પણ ન હોય; જેમાંથી તમને નવું શીખવાનું થોડું પણ ન મળતું હોય; માત્ર કમાવાની લાનતથી અમે તેવી ચોપડી લખી-લખાવી પ્રકટ થતી હોય; તેવી ચોપડીઓ કદિ વાંચતા નહિ.

જે ચોપડીની કિંમત વધારે પડતી હોય; છાપેલી કિંમતપર ચિઠ્ઠી મારી વધારે પૈસા લેવાતા હોય; છાપેલી કિંમત કરતાં વધુ પૈસા વેચનાર માગતો હોય; તે પુસ્તક ગમે તેટલું સારૂં હોય છતાં ખરીદતા નહિ! પણ તેની સામે તમારો વાંધો રજુ કરશો કે " લેખક કે પ્રકાશકે વિચાર કરીનેજ તેની કિંમત રાખી છે. તેથી વધારે અમે નહિ આપીએ " પૈસાના લોભી વેચનાર, પોતાનો સ્વાર્થ સાધવા ચોપડીની જરૂરીઆત અને સરસતાને લીધે વધુ પૈસા માગે તો તે પુસ્તક વિના ચલાવી લેશો વા તમારાં વડિલોની સલાહ લેશો.

તમારૂં વર્તન, ચારિત્ર્ય, ભાષા, સુધરે તેવાં સારાં, સસ્તાંને આદર્શ પુસ્તક અવશ્ય વાંચશો-ખરીદશો.

આ બાબત તમારૂં દોસ્ત ( બાળક ) તમને વારંવાર ઉપયોગી સૂચના કરશે, છતાં તમારા વડિલ, વિદ્વાન, ગુરૂજનોની સલાહ લેશો.

'બાળક' કાર્યાલય તરફથી ઉપયોગી પુસ્તકની ભલામણ કરીશું.

## માસિકો.

બાલમિત્ર ( વાર્ષિક લવાજમ રૂ. ચાર ) ચરોતર એજ્યુકેશનલ સોસાયટી આણંદ

બાલજીવન ( વાર્ષિક લવાજમ રૂ. ત્રણ ) ચુનીલાલ કુબેરદાસ શાહ મુંબઈ

## પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| ૧ મેવાડ મેમઠ ભાગ ૧. | રૂ | ૨—૦—૦ | શુ. માણેકલાલ ભાઈચંદ |
| ભાગ ૨. | રૂ | ૧—૮—૦ | પુંજાભાઈ શાહ અમદાવાદ |
| ૨ બાળકાવ્ય ગ્રં. ભાગ ૧. | રૂ. | ૦—૫—૦ | ગોવિંદલાલ બાબાશંકર ઠાકર |
| ભાગ ૨. | રૂ | ૦—૬—૦ | ચંદુલાલ મણીરામ દવે અ. |
| ૩ બાળા ગીત મં. ભાગ ૧. | રૂ. | ૦—૪—૦ | રમણલાલ નાનાલાલ શાહ. મુંબાઈ |
| ૪ મહિલા મહોદય | રૂ | ૨—૦—૦ | આવિકા ઑફીસ ભાવનગર |
| ૫ સીતા વનવાસ | રૂ. | ૦—૧૦—૦ | નવશક્તિ સાહિત્યમન્દિર, ગોધરા |
| ૬ રાષ્ટ્ર ગરબી | રૂ | ૦—૪—૦ | ,, |
| ૭ રાષ્ટ્ર કીર્તન | રૂ. | ૦—૪—૦ | ,, |
| ૮ હીરના હીરા | રૂ | ૧—૪—૦ | લાભશંકર જીવરાજ જોષી |

---

સૂચના:—બાલોપયોગી પુસ્તકોની જ નોંધ લેવામાં આવશે. લેખક કે પ્રકાશક ચોપડી મોકલી આપશે તો સત્ય તપાસી અભિપ્રાય આપીશું.

તંત્રી.



# દેશનાં મહાન સ્ત્રી પુરૂષો.



| | |
|---|---|
| દાદાભાઈ નવરોજી | શ્રી રામકૃષ્ણ પરમહંસ |
| લોકમાન્ય તિળક | સ્વામી રામતીર્થ |
| ગોપાળકૃષ્ણ ગોખલે | સ્વામી વિવેકાનંદ |
| મહમદઅલી | સ્વામી દયાનંદ |
| શૌકતઅલી | મહાત્મા ગાંધીજી |
| લાલા લજપતરાય | બાબુ અરવિંદઘોષ |
| દેશબંધુ દાસ | કવિ રવિન્દ્રનાથ ટાગોર |
| મોતીલાલ નહેરૂજી | ડૉ. પ્રફુલચંદ્ર રાય |
| પંડિત માલવીઆજી | પ્રો. જગદીશચંદ્ર બોઝ |
| સરોજની નાઈડુ | મઝહરૂલ હક |



# શ્રેષ્ઠ પૂજા.



( બ્રહ્મપુરાણ. )

ગંગાજીને દક્ષિણ કિનારે શ્રીપર્વતની ઉત્તર બાજુએ મહાદેવનું એક મંદિર હતું. સિન્ધુદ્વીપ મુનિના ભાઇ 'વેદ' દરરોજ ત્યાં જઇ મહાદેવનું પૂજન કરતા. પૂજા કરી તેઓ ચાલ્યા જતા ત્યાર પછી, મહાદેવનો પરમભક્ત એક શિકારી પણ ત્યાં આવી પૂજા કરતો તેની પુજાની સામગ્રી બહુ આશ્ચર્યકારક હતી. તે એમ કરતો કે શ્રીપર્વતની નજીકના વનમાં દરરોજ શિકાર કરી બહુ થાકી જતો ત્યારે મરેલા પશુ પક્ષીઓ ધનુષ્યપર લટકાવી મહાદેવના મંદિર નજીક આવતો. પશુ-પક્ષીનો ભાર મંદિર નજીક મૂકી ગંગાજીમાંથી મ્હોમા જળ ભરી લાવતો અને કોઇ પણ ઝાડનાં થોડાં પાંદડાં એક હાથમાં અને બીજા હાથમાં થોડું માંસ લઇ મંદિરમાં પેસતો.

થોડીવાર પહેલાજ વેદ મહાદેવની પૂજા કરી ગયો હતો. મહાદેવ ઉપર ચઢાવેલા ચંદન, પુષ્પ, બીલીપત્ર વગેરે વસ્તુઓ મહાદેવના મસ્તકેજ હતી શિકારીએ તે વસ્તુઓ પગવડે ઠેલી દીધી અને મ્હોમા ભરેલું પાણી મહાદેવને માથે રેડી સ્નાન કરાવ્યું. તે પછી હાથમાંના પાંદડાં મહાદેવને મસ્તકે મૂકી પૂજન કર્યું અને બોલ્યો કે 'હે પ્રભુ ! મ્હારા ઉપર પ્રસન્ન થાઓ." એટલી પ્રાર્થના કરી તે મહાદેવને માંસનો પ્રસાદ ધરાવનો. શિકારીની પૂજાની

સામગ્રી આશ્ચર્યકારક હોવા છતાં તેના હૃદયમાં મહાદેવ પ્રત્યે ભક્તિ અતિશય હતી. તે મહાદેવને ઈશ્વરજ સમજતો અને તેટલો પ્રેમ કરતો. તેથીજ મહાદેવ ઘણો સંતોષ પામતા એટલુંજ નહિ પણ જ્યાં સુધી તે પૂજા ન કરતો ત્યા સુધી મહાદેવને આનંદ થતો નહિ.

વેદ નિત્ય પૂજા કરવા આવતો ત્યારે તેના જોવામા આવતું કે તેની પૂજન સામગ્રી મહાદેવના માથા પરથી કોઈ દૂર ફેંકી દે છે ! એ ઉપરથી તેને ઘણો ગુસ્સો ઉપજ્યો. તે વિચારવા લાગ્યો " હું આવી સુંદર સામગ્રી વડે, શાસ્ત્રવિધિ પ્રમાણે પૂજા કરૂં છું ત્યારે કયો પાપી મનુષ્ય આવીને તે દૂર ફેંકી દે છે ? એટલુંજ નહિં પણ ગમે તેના પાંદડા તથા મરેલા પ્રાણીઓનું માંસ અર્પણ કરી શાસ્ત્ર વિરૂદ્ધ વસ્તુઓ વડે પૂજા કરે છે ! એ દુષ્ટને પકડવો જોઇએ અને તેને શિક્ષા કરવીજ જોઇએ." એમ કહી તે એક દિવસ મંદિરમા સતાઈ રહ્યો.

એટલામાંજ પેલો શિકારી આવી પહોંચ્યો. અને તેણે પૂજા કરવાનું શરૂ કર્યું. એટલે મહાદેવજીએ તેને દર્શન દઈ કહ્યું કે " અરે, શિકારી ! આજે તું આટલો બધો મોડો કેમ આવ્યો ? તું અત્યાર સુધી આવ્યો નહિં તેથી મ્હને ઘણી ચિંતા થઇ હતી." આ સાંભળી વેદને મહાદેવ પર ક્રોધ ચડ્યો, પરંતુ તે વખતે તો તે કાંઇ બોલ્યો નહિ.

શિકારી બધી પૂજા કરી ચાલ્યો ગયો ત્યારપછી વેદે મહાદેવને કહ્યું કે. " મહારાજ ! આ શિકારી રોજ પશુ-પક્ષી મારતો ફરે છે, એ મહા પાપી છે, તેનામાં વિદ્યા-બુદ્ધિ પણ કાંઈ નથી. કઇ વસ્તુઓ વડે, કયે પ્રકારે

દેવતાઓનું પૂજન કરવું તે પણ તે જાણતો નથી. એવા પાપીની પૂજાથી તમે સંતોષ પામી તેને દર્શન દીધાં અને હું શાસ્ત્રવિધિ પ્રમાણે તમારૂં પૂજન કરૂં છું તોપણ તમે કોઈ દિવસ મ્હને એક શબ્દ પણ કહેતા નથી. પ્રભુ! તમારાં એ આચરણ બહુ આશ્ચર્યકારક છે. તમારૂં એ કૃત્ય હું કોઈ પણ પ્રકારે સહન કરી શકીશ નહિ. ઠીક, આજે તમને કંઇક શિક્ષા કરીશ એક પત્થર વડે તમારૂં માથું ભાંગી નાખીશ. ”

વેદના એવા શબ્દો સાંભળી મહાદેવે હસીને કહ્યું “ વેદ, શાંત થા. તું આવતી કાલ સુધી થોભ, ત્યાર પછી મ્હારૂં માથું ભાગવા યોગ્ય જણાય તો તેમ કરજે. ” એ સમયે વેદે કહ્યું કે: “ ઠીક તેમ કરીશ. ”

બીજે દિવસે સવારમા સ્નાન વગેરે કરી વેદ મહાદેવની પૂજા કરવા બેઠો. એટલામા તેણે જોયું કે, મહાદેવના માથાપર એક મ્હોટું ગુમડું થયું છે. તેમાથી લોહીની ધારા વહે છે! એ જોઇ વેદને આશ્ચર્ય થયું ! તે બોલ્યો “ આ શું ? મહાદેવના માથા પર હું આ શું જોઉં છું ? કોણ જાણે આજે કેવો ભયંકર બનાવ બનશે ! એમ ન હોય તો આ પ્રમાણે મહાદેવને માથે ગુમડું થાય નહિ ” વેદ દિલગીર થતો માટી છાણ, કુશ અને ગંગાજળ લઈ આવ્યો અને તે વડે મહાદેવના માથાપરથી લોહી ધોઇ નાખી પૂજન કર્યું,

આ સમયેજ પેલો શંકર-ભક્ત શિકારી પણ આવી પહોંચ્યો. તેણે મંદિરમા પ્રવેશ કરી શંકર સ્હામે જોયું તેજ

ક્ષણે તેનું ગ્હા ઉતરી ગયુ તેને બેહદ દુ:ખ થયું શંકરના માથાપર ગુમઠામાથી નીકળતી લોહીની ધારા જોઈ તેનો જીવ ઉડી ગયો ! તેણે ધનુષ્ય નીચે ફેંકી દીધુ અને થોડાંક અણીવાળાં બાણુ હાથમા લઇ તે વડે પોતાના શરીર પર ઘા પાડતો બોલ્યો કે: " હાય ! હું જીવતો હોઉં છતાં મ્હારા શંકર ભગવાનની આવી દુર્દશા, હવે મ્હારે જીવીને શું કામ છે ?

આ વખતે ભક્ત-શિકારીના શરીરમાથી અનેક લોહીની ધારાઓ નીકળતી હતી તે મહાદેવજીના સ્હામે ઉભો ઉભો રડતો હતો.

ભક્ત-શિકારીનુ આવું કૃત્ય જોઈ મહાદેવને અતિશય આશ્ચર્ય થયુ તેમણે વેદને કહ્યુ કે વેદ ! જો આ શિકારીની ભક્તિ કેવી છે ? મ્હારૂ દુ:ખ જોઇ પોતાના પ્રાણ કહી નાખવા તત્પર થયો છે. હવે તુજ વિચાર કરી જો કે હું એ શિકારીની પૂજાથી શા માટે સંતોષ પામું છુ ?

મહાદેવના એ શબ્દોથી વેદ મુનિને જ્ઞાન થયુ તે સમજી શકયા કે " કેવળ શાસ્ત્ર-વિધિ પ્રમાણે અનેક વસ્તુઓ વડે પૂજા કરવાથીજ કઇ ફળ નથી પણ જે પૂજનમા શુદ્ધ-ભક્તિ એકનિષ્ઠા હોય, ઇષ્ટદેવને સાક્ષાત ઈશ્વરનું સ્વરૂપ સમજી તેમના પ્રમાણે અદ્વૈત પ્રેમ હોય તેજ પૂજન શ્રેષ્ઠ છે અને તેથીજ દેવતા પ્રસન્ન થાય છે.

ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.



# ચતુર વહૂ

એક ગામમા એક માણુસને ત્યા તેના દિકરાની નવી વહૂ થોડાક દિવસથી આવેલી હતી. એ વહૂ બહુજ હોશીયાર, હસમુખી અને ખુશમિજાજી હતી અને બધાને એ ગમતી. તેની સાસુ રોજ સવારના રાંધવા માટે દાળ, ચોખા, લોટ, ઘી, ગોળ, મસાલો, વિગેરે સીધુ કાઢે ત્યારે તે વહૂ કોઇ ન જાણે એમ અંદરથી રોજ એકેક મુઠી અનાજ કાઢી લે અને માળીયામા જઇ ત્યા એક ખાલી કોઠી પડેલી તેમાં સંભાળીને ભરે. ચાર પાચ વરસ થઈ ગયા ત્યાસુધી વહૂએ આ રિવાજ ચાલુ રાખ્યો. ચાર પાંચ વર્ષ એટલે આશરે ૧૫૦૦ થી ૧૬૦૦ દહાડા અને તેનો અર્થ એ કે ૧૫૦૦ થી ૧૬૦૦ મુઠી અનાજ એકઠું થયેલુ.

ઈશ્વરનું કરવું કે એ દેશમા એક વર્ષ મોટો દુકાળ પડયો. વરસાદ આવેલો નહિ એટલે ઢોરઢાખરને પણ ત્રાસ અને અનાજપાણીની તંગી એટલે માણસના ત્રાસની પણ વાત કરવાની ન રહી. પેલો માણસ કુટુંબનું પોષણ કેમ કરવું એની ચિંતામા પડયો. કારણ અનાજના ભાવ એવા સખત હતા કે તેટલા નાણાની એમવાઈ નહોતી. આમ ચિંતામાં તેઓ વખત ગાળતા હતા, ત્યા વહૂએ આવી સાસુને વાત કરી કે બા ! તમે મુંઝાઓ મા. આપણા

માળિયા પરની કોઠીમાં ચોખા, દાળ વિગેરે જોઈતું અનાજ છે, એ વરી વરસ નભશું જશે. મને કાંતવાની ટેવ છે એટલે મેં ચારપાંચ વરસમાં થઈને પુષ્કળ સુતર રેંટિયાપર કાંતી રાખેલું છે તે વણકરને ત્યાં આપીશું એટલે કપડાંની ચિંતા પણ ટળી જશે. આમ અનાજ અને કપડાંની ચિંતાનો છેડો આવશે અને ભગવાન કાંઈ આવતે વર્ષે મેહુલો મોકલ્યા વગર રહેવાનો છે!

સાસુ સસરો તો વહુની ચતુરાઈથી આભાજ બની ગયાં. એક કુળવતી ચતુર વહુએ ઘરનું નાક જાળવ્યું. કરકસર એ આપણા સગા ભાઈથી પણ વધારે છે એમ બધી છોકરીઓએ નાનપણથી જ કરકસરની ટેવ પાડવી જોઈએ. તેથી તેમનું જરૂર ભલું થવાનું.

રમણલાલ નાનાલાલ શાહ.



## અરે! ત્રેવડ ત્રીજો ભાઈ છે!

# " ગર્વનું પરિણામ "



રાત્રીનો સમય હતો. જંગલમાં રહેતાં સર્વ ઘાતકી પ્રાણીઓ આખા દિવસના તાપથી તપેલા હોવાથી રાત્રીના શીતળ પવનમાં પોતાનો ભક્ષ ખોળવા નીકળી પડયા હતાં. એક ' મચ્છર ' પણ એવી રીતે નીકળી પડયો હતો. થોડો સમય તે આમતેમ રખડયો. એવામાં એકાએક વનના રાજા ' સિંહ ' ની ગર્જના તેના સાંભળવામાં આવી. ' સિંહ ' પોતાના પગની વચ્ચે પુંછડી દબાવતો જ્યાં મચ્છર બેઠો હતો ત્યાં આવી પહોંચ્યો. મચ્છર મગરૂરીથી એક પાંદડાપર બેસીને ગણુ ગણુ કરતો હતો. તે સિંહને કહેવા લાગ્યો " કેમ રે સિંહ ! તારાથી ચુપ બેસાતું નથી કે ? નકામા બરાડા પાડી શા માટે મારૂ મગજ ભમાવે છે ? "

" મને આવા હલકટ શબ્દથી બોલાવનાર કોણ છે ! " એમ વિચાર કરતો સિંહ આજુબાજુ જોવા લાગ્યો. તેણે ગુણ ગુણ કરતા મચ્છર તરફ નજર ફેરવી અને બોલ્યો " કેમરે મચ્છર ! તેં અત્યારે કોનુ અપમાન કર્યું તેનું તને ભાન છે કે ? તું કેવું ક્ષુદ્ર પ્રાણી ! હું આ વનનો

રાજા અને મારા તરફ તારું આવું વર્તન ! જા, તારા અપરાધ માટે આ વખતે તો હું તને માફી આપું છું, પણ હવે પછી આપણાથી વડિલ હોય તેની સાથે કેમ વર્તવું તે બરાબર ધ્યાનમાં રાખજે."

આ સાંભળી મચ્છર હસ્યો અને બોલ્યો, "તું રાજા હોય તો તારા ઘરનો, મારી આગળ તારૂં રાજાપણું ચાલશે નહિ, શું તું રાજા થયો તેથી બીજાં પ્રાણીને દુઃખ આપવાનો તને અધિકાર છે ?"

સિંહ બોલ્યો, "અલબત્ત ! રાજાને મરજીમાં આવે તેમ વર્તવાનો હક્ક છે. ગમે તે રસ્તે પ્રજાને હાથમાં રાખવી એ રાજાની ફરજ છે."

મચ્છરે કહ્યું, "ખરી વાત છે, પણ એ સિંહરાજ ! જે પોતાના મનપર કાબુ રાખી શકતો નથી, તે પ્રજાના પર કેવી રીતે કાબુ રાખી રાજ્ય કરવાનો ?"

સિંહ ચીડાયો, અને ક્રોધથી બોલ્યો, "શું મારૂં અપમાન ! ચુપ બેસે છે કે નહિ ? જો હવે એક પણ વધુ શબ્દ બોલ્યો તો તારૂ ભક્ષણ કરીશ અને તને ફરીથી ચેતવણી આપું છું કે હું રાજા છું. મારી મરજીમા આવશે તેમ કરવાને હું મૂખત્યાર છું શું તને મારી શક્તિની ખબર નથી ! મારાથી અનેક પ્રાણીઓ ત્રાસે છે, તો પછી તું માત્ર કોણ ?"

મચ્છર બોલ્યો, "જ્યાં સુધી મારા જેવાં તારાથી ન ભય પામનાર અને સ્પષ્ટ બોલનારા છે, ત્યાં સુધી તને રાજા કોણ કહે ?"

મચ્છરના આ શબ્દો સિંહને ઘણા લાગ્યા. સિંહે વિચાર કર્યો કે હવે મારે એને મારૂં બળ બતાવવું જોઈએ. "એ મચ્છર! હવે હું એક શબ્દ પણ તારો સાંભળીશ નહિ. લે, તારી જીભમા જેટલું જોર છે એટલુંજ શરિરમાં હોય તો લડવા તૈયાર થા."

મચ્છર ઘણો જ યુક્તિબાજ હતો. તે જાણતો હતો કે અંગબળમા સિંહ લાખો મચ્છરને હઠાવે એવો છે. પણ યુક્તિ શક્તિને જીતે છે. તે બોલ્યો 'એટલુંજને! લડવા કોણ ના પાડે છે! ચાલ હું તૈયાર છું'

મચ્છરની આ બડાઇથી સિંહ ઘણો જ ક્રોધે ભરાયો. હવે તે મચ્છરને પંજામાં પકડી ચીરી નાંખવા ધસ્યો. પણ મચ્છર તેના પંજામાં આવેજ શેનો ? મચ્છરે એક યુક્તિ અજમાવી. તે સિંહના જડબામાં ન સપડાતા નાકમા ધુસ્યો અને સિંહના નાકમા ગુણગુણ અવાજ કરવા લાગ્યો. સિંહ ગભરાયો, અને જમીન પર પછાડા પછાડા મારવા લાગ્યો. મચ્છર જીત્યો. સિંહ જેવા બળવાન પ્રાણીની ફજેતી કરી. આખરે સિંહને ઘણો દુઃખી કરી મચ્છર તેના નાકમાંથી ઉડી ગયો.

'હું કેટલો બળવાન છું' એમ મચ્છરને ગર્વ થયો. તે ઝાડપર બેસી પોતાની બહાદુરીના ગુણગાન કરવા લાગ્યો તે અભિમાનથી એવો તો અંધ બન્યો હતો કે પોતાની

આજુબાજુ શું થાય છે તેનું પણ ભાન તેને ન હતું. તે બેઠો હતો તેની નજીક જ એક કરોળીઓ પોતાનું ઘર બનાવતો હતો. તેણે વિચાર્યું કે ઇશ્વરે આજે તૈયાર ખોરાક મોકલી આપ્યો છે તો શા માટે છોડી દઉં. મચ્છરભાઇ તો બહાદુરીના ગાનમાં ગુલતાન હતા. કરોળીઆએ સમય ન ગુમાવતા તરતજ પોતાની જાળમા મચ્છરને સપડાવ્યો. અને ભક્ષ કરી ગયો.

બાળકો કેવી ગમ્મત ! સિંહ જેવા બળવાન પ્રાણિની જેણે દરકાર ન કરી તે મચ્છરનો એક કરોળીઆના ઝીણાં તંતુની જાળમાં નાશ થયો. એ શાનું પરિણામ, તે બાળકો તમેજ સમજશો.

ડૉ. મોહનલાલ જગન્નાથ પાઠક.



## ગપ્પ



વઢવાણ શહેરમા એક નાની કીડી રહેતી હતી. તેણે એક મોટા આખલાને જન્મ આપ્યો. જ્યારે તે મોટો થયો, ત્યારે પોતાના ગામની આજુબાજુ ૪૦૦, ૫૦૦, આઠ ઉજડ કરવા લાગ્યો. એક વખત વઢવાણથી પોતાની સાક લાંબી કરી અમદાવાદમાં માધુબાગને નુકશાન પહોંચાડયું આથી તેના માળીએ બાગમાં તપાસ કરવા રાતવાસો રહેવા ધાર્યું. રાત માટે ખાવા ભાથું લીધું. તેની સ્ત્રીએ તેને રોટલા અને ચીભડાનાં તળેલા બીઆં આપ્યાં. રાતે તે પાટલી પર સૂતો. પેલા સાંઢ તો પાટલી સાથે ઉચકીને વઢવાણ પાસેના ખોઆવામાં નાખ્યાં.

સવારે તે જાગ્યો, તો જોયું તો તેને અચંબો ઉપજ્યો. તેના ભાથાનાં બીઆ ખોઆવાના કિનારા પર વેરાયાં હતાં. તેમાથી વેલા ઉગીને ચીભડાં લાગેલા જોયા. "ચીભડાં બાર હાથનાં અને તેનાં બી તેર હાથનાં." આ વાતનો સાર એવોજ છે

દાતણ કરીને રોટલા તથા ચીભડા ખાઈ ભૂખ મટાડી તેવામાં બે મુસાફર ઘોડા પર બેસી ત્યાં આગળથી જતા હતા, તેઓ આખી રાતના મુસાફરી કરવાથી થાકયા હતા. જેથી ઉતરીને ખોઆવામાં નાહી થાક ખાવા ઘોડેથી નીચે

ઉતર્યા. તેમણે એક બગલાના બે પગે બેઉ ઘોડા બાંધ્યા. જાણે તે વડની વડવાઈ ન હોય. તેમની આંખો દુરબીનની હતી, તેથી બગલાના પગને વડવાઈ જાણી.

બગલો ઘણા વખતનો ત્યાં બેઠેલો તેથી થાકી ગયો હતો. તે બન્ને ઘોડા સાથે ઉડયો ત્યાં દેખાવ ઇંદ્રના વિમાન જેવો જણાતો હતો. મુસાફર પરવારી ઘોડા લેવા ગયા, પણ ઘોડા મળ્યા નહિ તેતો બગલા સહિત સામે કાંઠે બિચારમા પડેલા માળીના પગની ચિરાડમાં પેસી ગયા હતા ઘોડાની લગામો બહાર હતી મુસાફરો માળી પાસે આવ્યા. માળી તો ચુપજ રહ્યો, કેમકે તેને પોતાના પગમા પેસી ગએલો બગલો તથા ઘોડાની ખબર નહોતી. મુસાફરે લગામ દીધી, તે એ ચી તો બન્ને ઘોડા બગલા સાથે બહાર નીકળી પડયા.

માળીનું મન તો અમદાવાદમા રોકાયલું, બગલો નીકળતાં વાર ઉડી ગયો, તેની પાંખોના અવાજ સાથે માળીનું મન પણ અમદાવાદ આવ્યું

મુસાફરે કહ્યું. ભાઈ તમે તો બહુ જબરા છો, પણ અમારા ગામના બોઘા પટેલ જેવા તો નહીંજ. તમે તેમની સામે કુસ્તી કરશો ? માળી બોલ્યો. ભાઈ, હું તેમને ઓળખતો નથી. ઓળખતો હોઉ તેને મારૂં જોર બતાવું

એક મુસાફર બોલ્યો ભાઈ ! ડાબી તરફનો રસ્તો પકડો. આ સાંભળી માળીએ પાસે હસતા ઉભેલા બીજા મુસાફરનું ગળું પકડી ખુબ હચમચાવ્યો. બીજાએ તેને છોડાવ્યો નહોત, તો તે બિચારો સમશરણ થઇ જાત.

માળી કહેવા લાગ્યો ભાઈ! તમે કહ્યું તેમ કર્યું, હવે બચાવ શાનો કરો છો!

મુસાફરે કહે તમે તો ઉલ્લુના સરદાર છો.

માળી હસતો કહે! ના ભાઇ! હું તો ચુલાનો સરદાર છું. આમ કહી તેણે વિદાય લીધી. આગળ ચાલતા તેને સો ગાડા ખેંચતો એક માણસ જોયો. માળીએ તેને કુસ્તી કરવા કહ્યું.

પેલા સામા માણસે જવાબ દીધો, કે આપણી કુસ્તી જોનાર કોઈ માણસ જોઈએ. કેમકે હારજીતની ખબર કેમ પડે? તે બન્નેએ એક રસ્તે જતી ગોવાળણને કહ્યું. ગોવાળણ પોતાના ધણી માટે ભાણું લઈને જતી હતી. તેણે કહ્યું કે મારે ઉતાવળ છે તો એમ કરો કે તમે બન્ને મારા બે ખભા પર બેસીને કુસ્તી કરો. હું તમારો પડછાયો જોઈ સાચુ હશે તે કહીશ. આથી બન્ને જણ ખભે બેસી લડવા લાગ્યા. લડતાં લડતાં બેઉ જણા તેની કહીની માટલીમાં પડયા. ગોવાળણી વિચારોમાં હતી, તેથી લડાઈ જોવાની વાત ભૂલી ગઈ. તેણે જઈને પોતાના ધણીને કહીને રોટલા ખાવા આપ્યા. ખાતા ખાતાં પેલા બેઉ જણા તેની દાઢમાં ભરાઇ ગયા.

ગોવાળે તેમને કાંકરા સમજી બહાર નાખી દીધા. બહાર નીકળ્યા ત્યારે પણ તે બેય લડતા હતા. તેવામાં ગોવાળે એક ગાડામાં ઘાસ ભરી મૂક્યું હતું, તે ગાડું એક સમળી આવી ઉપાડી ગઈ, તે સમળી દૂર જતાં, એક રાજાની

કર્યું કાશી જવાનું મોકુફ રાખી તે નાયકાને ઘેર રહ્યો. નાયકાએ તેને ખાવા પીવાની સારી સોઇ કરી આપી.

બીજે દિવસ થયો ને રાત પડી એટલે નાયકાએ કહ્યુ "મહારાજ, હું આપને મારા હાથે એક કોળીઓ અન્ન જમાડું તે જમો, તો હુ આપને એક હજાર રૂપીઆ આપું." પહેલા તો બ્રાહ્મણે ના પાડી, પણ હજાર રૂપી આનું નામ સાંભળી તેનું મન ઘણુંજ લલચાયું. અહીંયાં તેમના બેના સિવાય કોઇએ હતું નહિ. આવો એકાન્ત પ્રસંગ જોઈ આખરે હા ના કરતા તેણે નાયકાનું કહેવું કબુલ રાખ્યું. નાયકાએ એક સુંદર થાળમા રસોઇ કાઢીને હાથમાં એક કોળીઓ અન્ન લઇ પેલા બ્રાહ્મણના મો પાસે ધર્યું તે ખાવા જાય છે એટલામા તો નાયકાએ તેને ગાલ ઉપર એક સખ્ત તમાચો જોરથી કાઢયો. બ્રાહ્મણ તો આ જોઇને દીંગ થઇ ગયો, ને તેણે આમ શા માટે કર્યું હતું તેનો વિચાર કરવા લાગ્યો. તે કંઈ પૂછે તે પહેલા તો નાયકા બોલી ઉઠી, "મહારાજ, હવે આપને ખબર તો પડી હશે કે પાપનો બાપ લોભ છે, મે તમને પૈસાની લાલચ દેખાડી તેથી તમારી નાત જાત ભૂલી ઈશ્વરનો ડર રાખ્યા સિવાય તમે મારા હાથનું અન્ન ખાવાને તૈયાર થયા હતા. હવે ઘેર જઈ સ્ત્રીને કહેજો કે પાપનો બાપ લોભ છે, તે મે જાતે અનુભવ્યુ છે" બ્રાહ્મણ તો આ બનાવ જોઈ વીલે મોઢે મનમાં નાયકાની ચતુરાઇના વખાણ કરતો કરતો ઘર તરફ પાછો ફર્યો.

કહેવત છે કે, "લોભે લક્ષણ જાય, ને લોભ પાપનું મૂળ છે"

કુમારશ્રી મહોબતસિંહજી (ઘોડાસર.)

# યમરાજાની કચેરી.



ગઈ કાલનો આખો દિવસ મેં બહુ જ વિચાર કરવામાં પસાર કર્યો હતો. રાતના દશ વાગ્યા. પથારીમા પડી ઉંઘવાને ઘણાં તરફડીયાં માર્યા, પરંતુ કેમે કરીને મન શાન્ત થાય નહિ, અને ઉંઘ આવે નહિ આખરે કેટલોય પ્રયત્ન કર્યા પછી મધ્યરાતને સુમારે નિદ્રાદેવીએ સહેજ કૃપા કરી. દિવસના શ્રમથી કંટાળેલા શરીરના અવયવોને પુરતા આરામની જરૂર હતી. પરંતુ ભમતા ભૂત જેવા મારા ચંચળ મનને સ્થિર રહેવું કેમ પાલવે ? તેણે તો પોતાનું કામ ચાલુ જ રાખ્યું. હું એક અનેરા સ્વપ્નમાં ઘેરાયો. જાણે હું અચાનક માંદો પડયો. અનેક ઉપચાર કર્યા છતાં રોગ નિર્મૂળ થયો નહિ. મારો મરણકાળ સમીપ આવ્યો. યમદૂતોના પગલાંના ભણકાર મારા કાનમાં અથડાવા લાગ્યા. મેં ગીતાજીમા વાંચેલું કે 'મરતી વખતે માણસની જેવી મતિ હોય તેવી તેની ગતિ થાય' પરંતુ આખો જન્મારો દુરાચરણમા ગાળ્યો હોય તેને મરતી વખત ભગવાનનું નામ ક્યાંથી યાદ આવે ? મેં તો ડગલેને પગલે ઇશ્વરના અપરાધ કરેલા. તેનો તો વળી મોક્ષ હોય ! પરંતુ મારાથી જે કંઇ ખરાબ કામ થએલા તે બધાં જાણીજોઈને નહિ પરંતુ મારી નિર્બળતાને લીધે. તેથી યમદૂતોએ આવીને મને અતિશય ત્રાસ આપ્યો નહિ. જેની સુધરવાની વૃત્તિ હોય તેને ઇશ્વરને ત્યાં પુરતી તક આપવામાં આવે છે એવું મે એ દૂતોને મોઢે જ સાંભળ્યું. તેઓ જે વિમાનમા

બેસીને આવ્યા હતા, તેના એક ખૂણામાં મને બેસવાની રજા આપી તેઓએ વિમાન ચલાવ્યું. વિવિધ જાતના અનેક અદ્ભુત સ્થળો વટાવી અમે યમપુરીમા આવી પહોંચ્યા.

ત્યાંની જાહોજલાલી જોઇ હું તો ડીંગ થઈ ગયો. એક વિશાળ ઓરડામા સોનાના સિંહાસન ઉપર યમદેવ બેઠા હતા. તેમના વદન ઉપર ગભીરતા અને શાંતિ છવા એલા હતા તેમની જમણી બાજુએ મનુષ્યોના પાપપુણ્યનો હિસાબ રાખનાર ચિત્રગુપ્ત બેઠા હતા. જમણી બાજુની હારમા કેટલાક ઉજળા વર્ણના અને કોમળ દિલના યમદૂતો પોતાના પ્રભુની આજ્ઞા ઉઠાવવાને તત્પર થઇ ઉભેલા હતા. ત્યારે તેમની સામેની હારમા કેટલાક સીંધી જેવા કાળા, બિહામણા, પ્રચંડ આકૃતિવાળા, તરવાર, બરછી વગેરે જુદાં જુદા ભયંકર આયુધો હાથમા ધારણ કરનાર યમદૂતો પોતાની વીજળીના જેવી ઝબુકતી ચંચળ આંખો આમ તેમ ચમકાવી રહ્યા હતા. મૃત્યુલોકમાંથી આવેલા બધા મનુષ્યોની સાથે સાથે મને પણ ઓરડાના એક ખૂણામાં બેસાડવામાં આવ્યો બધા પોતપોતાને ઠેકાણે બરોબર ગોઠવાઇ ગયા. પછી યમદેવતાએ પોતાનું ન્યાય આપવાનું કામ આરંભ્યું. પાદડું પડે તો તેની પણ ખબર પડે એવી ગંભીર શાંતિ સઘળે પથરાઈ ગઇ

અમારામાના એક જણને યમદેવે પોતાની પાસે બોલાવ્યો, અને તેની ઉલટ સુલટ તપાસ કરવા માડી

સ૦ તમે કોણ છો અને શું ધંધો કરો છો ?

જ૦ હું એક વિદ્વાન્ પંડિત હું; મે ઘણા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે, સ્થળે સ્થળ વ્યાખ્યાનો આપી લોકોને સુધારવાનો ધંધો કર્યો છે, લોકોને પ્રેમ અને સ્વાર્પણના

પાઠ પઢાવ્યા છે, કામ, ક્રોધ, લોભ વગેરે ૭ શત્રુઓ કે જે નરકનાં દ્વાર છે અને માણસને સન્માર્ગ ઉપરથી ખેંચી પાડી કુમાર્ગે લઈ જાય છે તેમનો ત્યાગ કરવાનું તેમને સમજાવ્યું છે હું એક ઉત્તમ વક્તા ગણાઉં છું. લોકો પ્રેમથી મારા વ્યાખ્યાનો સાંભળતા, અને મને ધર્મનાદથી વધાવી લેતા હતા આ રીતે મે ઘણા માણસોને સુધારવાનો પ્રયત્ન કર્યો છે

ચ૦ પરંતુ તમારી બધી ચતુરાઇ બીજાને બોધ દેવામા જ વપરાઇ ગઇ હોય એમ જણાય છે તમારૂ ખાનગી જીવન અનેક દોષોથી ભરપૂર છે. તમે તમારા માતા-પિતાની ઘડપણમા સેવા કરી નથી જેણે તમને દુ:ખ વેઠી ઉછેર્યા, ભીખ માગી ભણાવ્યા ગણાવ્યા, દેવું કરી પરણાવ્યા, તેમની ઘડપણમા ચાકરી કરવાને બદલે તમે તો તમારી લાડીને વસ્ત્રાભૂષણોથી શણગારી, ગાડીમા બેસી વાડીમા ફરવામા જ તમારૂ બધુ જીવન વીતાવ્યુ છે ગરીબાઇને લીધે તમારા ભાઇના છોકરા સુકારોટલીના ટુકડાને અભાવે ટળવળતાં હતા ત્યારે હોટલોમા ફરી મોજમઝા કરવામા તમે કઇ મણા રાખી નથી. તમારા દેશના લાખો માણસો અન્નવસ્ત્રથી ઉઘાડા રહેતાં હતાં ત્યારે તમે તો ફેન્સી કપડા પાછળ લખલૂટ ખર્ચ કરતા હતા તમારા ઉપદેશનો કેટલો અમલ થાય છે તે જોવાની તમે દરકાર કરતા નહિ. અને માત્ર લોકોની વાહવાહ અને તમારા માનમા થતા મેળાવડાઓની જ પરવા રાખતા. તમારૂં જમાપાસુ શૂન્ય અને ઉધારપાસુ બહુ ભારે છે બીજાને ઉપદેશ દેવામાં અને સુધારવામા તમે જેટલી

શક્તિ વેડફી નાખી તેનો સોમો ભાગ પણ તમારી જાતને સુધારવા પાછળ ગાળ્યો હોત તો પરિણામ સુંદર આવત. આનો તમે શું જવાબ આપો છો?

જી૦ આ બધી બાબતોનો વિચાર કરવાની મને ફુરસદ મળી નહિ. ફરવા ફરવામાં, મિત્રોને મળવામાં અને વ્યાખ્યાનો તૈયાર કરી આપવામાં મારો બધો સમય ચાલ્યો જતો હતો. આત્મસુધારણા શું એની મને ખબરજ ન પડી.

સ૦ તો પછી તમારે પાપનું પ્રાયશ્ચિત કરવું પડશે. ત્યારપછી સુધારવાની તમને બીજી તક આપવામાં આવશે. તમારે જાણવું જોઇતું હતું કે જેણે આત્મસેવા કરી નથી તેના લોકસેવા કરવાના સઘળા પ્રયત્ન નિષ્ફળ નીવડે છે. જાણે અજાણે કરેલી ભૂલનું પરિણામ ભોગવ્યા સિવાય છુટકો નથી.

ઉપરનું વાક્ય પુરૂં થતાની સાથે જ કાળી હારના ચમદૂતોએ વીજળી વેગે આવી સુધારક મહાશયનો હાથ ઝાલી તેમના જીંદગીના કાર્યને શોભે તેવે સ્થળે તેમને ઘસડી ગયા.

ન્યાય દેવતાએ પૂછેલા પ્રશ્નો સાંભળી હું તો આભોજ બની ગયો મારા હાંજા ગગડી ગયા એવા સવાલ મને પૂછવામાં આવે તો શો જવાબ આપવો તેની ભારે મુંઝવણમાં પડયો. હવે કોનો વારો આવે છે તેની રાહ જોવા લાગ્યો. એટલામાં ઘડિયાળનો એલાર્મ કાંટો ટીક, ટીક, ટીક વાગવા લાગ્યો. હું એકદમ ઝબકી ઉઠયો, અને—

> " જાગીને જોઉં તો જગત દીસે નહિ,
> ઉંઘમાં અટપટા ભોગ ભાસે. "

—સમભીત

# સુરજભાઇનું હાસ્ય.

ઉનાળો પુરો થવા આવ્યો હતો. ચોમાસાની શરૂઆત થવાનો વખત થયો હતો. તેવા એક દિવસે વરસાદભાઈએ સુરજભાઇને કહ્યું, "મહેરબાની કરી તમે જવા રહો કારણ કે આજે તો હું ફરવા જવાનો છું" આ સાભળી સુરજભાઈએ કહ્યું, "આવા સુંદર દિવસે મને અહીંઆંથી જવું ગમતું નથી, માટે હું તો અહીંઆ જ રહેવાનો." પણ વરસાદભાઇએ કહ્યું, "હું તો ફક્ત દશ પંદર મિનિટ રહી પાછો જઈશ." સુરજભાઇ તો માને જ નહિ, કારણ કે ખીલેલા ગુલાબ વગેરે ફુલો અને લીલા પાંદડાંને માન આપવા રહેવાના હતા. એટલે વરસાદભાઇને કહ્યું, "રાત પડે ત્યાં સુધી થોભો પછી ફરવા જજો, કારણ કે રાતના હું ઘણે દૂર ચાલ્યો જઈશ. મારી જગો સાગે ભાઇ શશીકાન્ત અને તારાબેન સાચવશે. તે વખતે રમવાને માટે તમે તમારા વાદળાભાઇને મોકલશો તો કંઈ વાંધો નથી."

પણ વરસાદભાઇએ કહ્યું, "તમે તો બહુ તાપ પાડો છો, અને તેથી તમને ચાહનારા ફુલ કરમાઇ જઇ નીચે તુટી પડે છે. ઘાસ પણ નીચુ વળે છે હું જ્યારે આવું છું, તેમને પાણી પીવા આપી તાજાંતાજાં કરૂં છું તમને જો ખાત્રી કરવી હોય તો થોડીક વાર વાદળાભાઇ પાછળ સં-

તાઈ રહો, અને જુઓ કે હું થોડાક વખતમાં રસ્તામાંનો કાદવ-કીચડ સાફ કરૂં છું, ઘાસને પાણી પાઇ લીલું બનાવું છું અને પાંદડાં તથા છોડવાને પણ લીલા કરૂં છું, માટે મહેરબાની કરી થોડો વખત તો જાઓ જ"

અષાડ મહિનાની પુનેમને દિવસે આ વાત ચાલતી હતી. સુરજભાઈ ઘણાજ જોસથી પ્રકાશયા વરસાદભાઈથી ન ખમાયું એટલે રડી પડયા અને આંસુ ટપકાવ્યા. આંસું પૃથ્વીપર પડયા, કળી ખીલી ફુલ બની, ઝાડપર લીલા પાંદડા આવ્યાં અને ઘાસ ઉગ્યુ થયું

આ બધી લીલા જોઈ સુરજભાઇએ વરસાદભાઇને કહ્યું, "તમે કહ્યું હતું તે ખરૂ છે." તેમનાથી સ્હેજ હસાઇ ગયું એ જ સુરજભાઈનુ હાસ્ય હસી પડવાથી તેમના હાથ, કમાન જેવા બન્યા. બાળકો ! તે કમાન તેજ આપણું ધનુષ.

નિશાળે ગએલા છોકરા ઘેર આવતા હતા તેઓ ધનુપ જોઈ ઘણા રાજી થયા

સુરજભાઈ પણ લીલા ઝાડ, ભરેલાં નદી અને તળાવ જોઈ હસ્યા, અને પાછો શિયાળો આવતા પ્રકાશવા મંડયા

—હસમુખલાલ કાપડીઆ.



# ખેલની લત.



રમણને નાનપણથીજ ખેલ કરવાનો બહુ શોખ હતો તેણે એક બે વખત પોતાના ભાઈબંધોને તે ખેલ બતાવ્યા હતા. ' રમણને ખેલ કરતા આવડે છે ' એમ તો દેની નિશાળના બધા વિદ્યાર્થીઓ કહેતા. ખેલ કરતી વખતે રમણને વાસુદેવ બહુ મદદ કરતો હતો, અને તેથી જ વાસુદેવ રમણને વારવાર બહારગામ જઈ એકવાર ખેલ કરવાનું કહ્યા કરતો હતો.

રમણના મામા તેના ગામથી ચારેક ગાઉ દૂર એક ગામડામા નિશાળના મહેતાજી હતા, અને ત્યાના વિદ્યાર્થીઓ તથા પોતાના મામા પાસે ખેલ કરી બતાવવાનું રમણને પણ મન હતું. આજે રમણ તેના મામાને ત્યા આવ્યો ને વાસુદેવને ખેલનો સામાન આપી એક જગાએ બેસવા કહી તે નિશાળમાં દોડી ગયો અને મામાને કહ્યું, મામાજી, હું આજે મારા ખેલ કરવા આવ્યો છું, રજા આપશો ?

મહેતાજીએ કહ્યું, રમણ, રજા તો આપું પણ તારા ખેલ કેવા છે તેની કંઈ હકીકત તો કહે. રમણે કહ્યુ, એ તો એમ છે કે અમારી નિશાળમા બધા વિદ્યાર્થીઓ અઠવાડીઆમા એક વાર ભેગા થાય છે ને તે વખતે જેને ખેલ આવડતો હોય તેને ખેલ કરવાની અને ભાષણ કરવું હોય તેને ભાષણ કરવાની રજા મળે છે ગે આ ખેલ

એક બે વખત કરેલા છે. રજા આપશો કે નહિ? કહી દેવાથી તો ખેલની મઝા જતી રહે, તેથી નહિ કહ્યું.

ના કહેવાથી રમણુને રીસ ચડશે, તેથી મહેતાજીએ ધાર્યું કે ખેલ બગડશે તો પણ ગમ્મત તો થશે જ આથી મામાએ રમણુને કહ્યું, ભાણાભાઈ, તમારે તમારો ખેલ આજે પાંચ વાગે કરવાનો. રમણુ ખૂબ રાજી થયો. વિદ્યાર્થીઓને ચાર વાગે રજા મળી. પાંચ વાગે ખેલ થવાનો હતો તેથી જમીને તરતજ વિદ્યાર્થીઓ આવી ગયા.

નિશાળાનો વખત હતો, નિશાળની ભીંતની આગળ નાના બે વાંસ રોપી એક લાબ ચોરસ કોટડી જેવું બનાવેલું હતું નિશાળના ઉપ-શિક્ષકની મદદ લઇ રમણે પોતાના મામા ન જાણે તેમ એવની ગોઠવણ કરી દીધી હતી. લંબચોરસ કોટડીના આગળના ભાગમા બધા વિદ્યાર્થીઓ બેઠવાઈ ગયા. જરા દૂર મહેતાજી સાહેબ તથા ઉપ-શિક્ષક સાહેબ ખુરસી પર બેઠા હતા. જરા જરા અંધારૂં થવા લાગ્યું અને મામાને ખબર ન પડે તેમ તે કોટડીમાં બેચાર રકાબીઓ, પેંડા, સેવ, મમરા, કુલડીઓ, દૂધ, પાકીટ, ચોપડી વગેરે રમણે ગોઠવી દીધાં.

ખેલ શરૂ થયો.

આગલા ભાગમાં તોરણની માફક કાળો પડદો લટકતો હતો. આખ સુધી અર્ધું મો દેખાય તેમ રમણ ઉભો રહી કહેવા લાગ્યો. અરે, આકાશના દેવો, લાંબા વખતથી હું તમારી કવિતાઓ ગાઉં છું, આજે મારા ભાઈઓની પાસે તમારે ભરોસે ઉભો રહી હું કેટલાક ખેલ કરવા ધારૂં છું. મને મદદ આપજો.

આમ બોલી તેણે શરૂ કર્યું, તૈયાર, કોઇ પોતાની જગા છોડે નહિ. આસપાસ બધે દેવોને ચોકી કરવા મૂકી દઉં છું, એમ કહી પોતાના હાથમાંની એક નાની લાકડી તેણે આમ તેમ ફેરવી. તરત જ નિશાળના બારણામાંથી એક કાળી કામળી ઓઢેલો કોઇ પેલી કોટડીમાં પેસી ગયો.

## રમણ પર ફૂલ પડવા લાગ્યાં.

મામાને લાગ્યુ કે આ તે શું ? આટલો નાનો છોકરો આવા મંતર જાણે ! આમા કાઇક જાદુ જણાય છે. પોતાના ઉપ–શિક્ષકને કહ્યું, કેમ મરઘાભાઇ, આ તો કંઇક ખુબીદાર જણાય છે, મરઘાભાઇએ કહ્યું, કેમ નહિ ?

રમણે ચાલુ રાખ્યું:—મારા મંત્રથી આ કોટડીમાં પધારેલા દેવ, દયા કરીને માગુ તે આપ્યા કરજો; વાર ન કરશો. જરા વધારે અંધારૂં થતાં એક ઝાંખો દીવો સામેના ઝાડ પર લટકાવવામાં આવ્યો. રમણે કહ્યું, દેવ, એક કુલડી આપો. આકાશમાંથી એક કાળો હાથ રમણને કુલડી આપવા આવતો દેખાયો. બધા છોકરાઓ છક થઇ ગયા, અને રમણ આટલો બધો હોશિયાર છે તેની અદર અંદર વાતો કરવા લાગ્યા. રમણે કહ્યું દેવ, કુલડીઓના ઢગ ન હોય, એક બે વધારે આપો. આકાશમાંથી બીજી બે કુલડી રમણને મળી. આમ રમણે એક પછી એક પેંડાની રકાબી, સેવની રકાબી વગેરે માગ્યા જ કર્યું, અને દેવે તેને આપ્યાં જ કર્યું. થોડી વારે રમણે કહ્યું, દેવ, આજે તમે ખૂબ આપ્યું, હવે ફક્ત એક ચોપડી આપો. દેવે અંદરથી ઉહું ઉહું કર્યું. રમણે કહ્યું, દેવ એ-

ટલી મહેરબાની કરવી જ પડશે, નહિ તો આ છોકરાઓનો વિશ્વાસ ઉઠી જશે. દેવે તરત ચોપડી આપી. રમણે કહ્યું, આ ચોપડી રાખવી શેમા ? દેવે તરત પાકીટ આપ્યું. રમણે કહ્યું, દેવ તમને આજે ખૂબ મહેનત આપી છે, તો તમે આપેલું તમે જ ખાઓ એમ કહી બધી રકાબીઓ પાછી આપી.

ખેલ પુરો થયા પહેલા રમણે પોતાની લાકડી આમ-તેમ અવળી ફેરવી. પડીકા સહિત કાળી આકૃતિ નિશાળમાં ક્યારે ગઇ તેની કોઇને ખબર ન પડી.

રમણે કહ્યું દેવ, દુનીઆમા છોકરા વાતો કરશે કે મત્ર ખોટા છે, માટે પડદામાથી પૃથ્વીમા પેસી જાઓ. એમ કહી રમણે આગળ બાધેલો પડદો ઉચો કરી દીધો. મહેતાજી અને વિદ્યાર્થીઓની તાલુબીનો પાર રહ્યો નહિ પણ મરઘાભાઇએ મહેતાજીનો હાથ જરા દાબ્યો. બધા છોકરા, શાબાશ રમણુલાલ, શાબાશ કહી ઘેર ગયા.

રમણુ મામાને ત્યાં રાત રહી બીજે દહાડે પેર જવા નીકળ્યો. મરઘાભાઇએ કાનમા કહ્યુ, રમણુલાલ, દેવ તો રસ્તા પર મળશે. રમણે સલામ કરી, ને ચાલી નીકળ્યો.

તે દિવસે નિશાળમાં મહેતાજીને મરઘાભાઈએ કંઇક કહ્યુ ને મહેતાજીના હસવાનો પાર રહ્યો નહિ.

રસ્તે ચાલતા વાસુદેવને સામાન સહિત ઉભેલો જોઈ રમણે કહ્યું, કેમ દેવ, કેવો બન્યો આપણો ખેલ ?

હરિદત્ત. કું. પાઠક

❦

# બાલ વિજ્ઞાન



મહેતાજી—કેમ, બાળકો ! તમે અત્યાર સુધીમાં પૃથ્વીના વિભાગ, ખંડ, દેશ, ઇલાકો, પ્રાંત વિગેરે સબંધી શીખ્યા. હવે આજે તમારે પૃથ્વી સબંધી કંઇક નવીન શીખવાનું છે. " પૃથ્વી ગોળ છે " એમ જે હું કહું છું તે તમારા સમજવામા આવતું નથી તમે તેને સપાટ ધારો છો, કારણ કે તમને તમે જ્યાં ઉભા હો ત્યાથી તેવી લાગે છે પણ ખરેખર તે ગોળ છે, અને તેની સાબિતી માટે કેટલાંક કારણો હમણા હું તમને સમજાવું છે, તે લક્ષ દઈ સમજજો.

(૧) આપણે કોઈ સપાટ પ્રદેશમા અથવા રણવાળા પ્રદેશમાં જઇશુ તો નજીકના ઝાડ, ગામ વગેરે દેખાય છે, પણ દૂરનાં દેખાતા નથી. આથી કોઇ ઉંચી જગ્યાએ જેવી કે શાહઆલમના રોજાના મિનારા જેવી જગ્યાએ ચઢી જોઈશુ, તો તેથી કાંઈક વધારે દૂરના ઝાડ વિગેરે દેખાશે આથી પણ ઉંચે કોઈ ડુંગરની ટોચ ઉપર ચઢી જોઈશુ તો તેથી પણ વધારે દૂર આપણી નજર પહોંચશે. જો પૃથ્વી સપાટ હોત તો બધા ઝાડ, ઘર, ગામ વગેરે સાથે દેખાવાં જોઇએ, પણ તે તેવીરીતે દેખાતાનથી. તેથી સિદ્ધ થાય છે કે પૃથ્વી ગોળ હોવાથી જેમ જેમ આપણે ઉંચા જઇએ છીએ તેમ તેમ આપણી નજર આઘી જાય છે, એટલે દૃષ્ટિ મર્યાદા લાંબી થતી જાય છે.

(૨) પૃથ્વી સપાટ હોય તો સૂર્ય બધા ગામે એટલે કે આખી પૃથ્વીમાં એકજ વખતે ઉગવો તથા આથમવો જોઇએ, તેમજ બપોર પણ સાથે થવું જોઇએ. પણ તેમ થતું નથી. આપણે ત્યા અમદાવાદમા જ્યારે બાર વાગ્યા હોય છે એટલે બપોર હોય ત્યારે કલકત્તામાં એક વાગી ઉપર અઢી મિનિટ થઈ હોય છે મદ્રાસમાં સાડાબાર વાગી અઠધી મીનીટ થઈ હોય છે. આ પ્રમાણે આ શહેરો પૃથ્વીની વાકાશમાં આવેલા હોઈ વખતમાં ફેર પડે છે. વળી આપણે ત્યા જ્યારે દિવસ હોય છે, ત્યારે અમેરિકામા રાત્રિ હોય છે, એથી પણ સાબીત થાય છે, કે અમેરિકા આપણી સાથે સપાટ નથી પણ પૃથ્વીની વાકાશમાં છે.

(૩) આપણે સમુદ્ર કાઠે જઈ સમુદ્રની સપાટી ઉપર આવતા જતા વહાણોને તપાસીશું તો જણાશે કે આપણી તરફ આવતા દૂરના વહાણનો પ્રથમ વચલા થંભનો ટોચનો ભાગ દેખાવો શરૂ થશે, પછી શઢ દેખાવા માડશે. પછી વહાણ દેખાશે. અને છેવટે તળીઉ પણ જોવામા આવશે. આપણી આગળથી જતા વહાણો જોઇશું તો પ્રથમ તેનું તળીઉ દેખાતું બંધ થશે, પછી જેમ વહાણ દૂર જશે તેમ વહાણ દેખાતું મટશે. પછી વધારે દૂર જતાં શઢ પણ નહિ દેખાય, અને છેવટે તે તદન નજરમાંથી જતું રહેશે. હવે જો પૃથ્વી સપાટ હોત તો આખું વહાણ ગમે તેટલું દૂર જાય તો પણ દેખાવું જોઇએ. પણ પૃથ્વીની ગોળાઇને લીધે તેમ થતું નથી તો સમજવાનુ કે પૃથ્વી ગોળ છે.

૪. કેટલાએક અંગ્રેજ વહાણવટીઓ શોધ કરવાની ખાતર દરિઆની મુસાફરીએ નીકળેલા, તેમણે એકની એક

દિશા (એટલે કે પૂર્વમાં જતા હોયતો તેજ દિશામાં મુસાફરી કરવાનું અને પશ્ચિમમા જતા હોય તો તેજ દિશામાં જવાનું) કાયમ રાખી મુસાફરી કરવાથી પાછા પોતાને સ્થાનકે અર્થાત જ્યાથી નીકળેલા ત્યા પાછા આવેલા છે તે પણ આપણને પૃથ્વીની ગોળાઈ માટે ખાત્રી આપે છે.

પૃથ્વીની આ ગોળાઇનું માપ વિજ્ઞાનશાસ્ત્રીઓએ કહેલું છે, અને તે એટલું મોટું જણાવ્યુ છે કે એક કલાકના ત્રીસ માઇલની ઝડપથી જતી આગગાડી કોઈપણ જગાએ અટક્યા વગર પૃથ્વીની પ્રદક્ષિણા કરે તો તે પ્રદક્ષિણા પૂરી થવાને એક મહિના કરતા વધારે વખત લાગે છે.

મનુ—સાહેબ, આપે પહેલા કારણમાં સપાટ પ્રદેશમાં કે રણવાળા પ્રદેશમાં જઈ જોવાનુ કહ્યું, પણ ત્યા તો ઘણાં ઝાડો તથા ઘરો અને ગામો એક બીજાની પાછળ આવતા હોવાથી પાછળના એટલે બધા તે શી રીતે દેખાય?

મહેતાજી—ભલા માણસ, એ શંકા તને નકામી ઉત્પન્ન થઇ છે, તેમાજ તને ઉંચે જઇ જોવાનું કહ્યું છે તો ત્યાથી જોતાં કોઇ ઝાડ કે ઘર એક બીજા પાછળ હોઈ શકે નહિ; એટલે બધાં સાથે દેખાવાં જોઈએ.

મનુ—સાહેબ, પણ કોઇની નજર ટુકી હોય, તો તે ક્યાંથી બધા જોઈ શકે?

મહેતાજી—અરે મનુ, તેની નજરના પ્રમાણમાં, તે જેમ જેમ ઉંચા જાય તેમ તેમ તેને વધારે દેખાય; અર્થાત

ઉંચા અને ઉંચા જતાં તેની દૃષ્ટિ મર્યાદા લંબાય, તો તેપે જાણવું કે પૃથ્વીમાં કાંઇક પણ ગોળાઇ હોવાથી ઉંચે ને ઉંચે જતાં નજર દૂર જતી જાય છે

મનુ—સાહેબ, આપે બીજા કાગળમા કહ્યું કે આપણે ત્યા દિવસ હોય છે ત્યારે અમેરિકામા રાત્રિ હોય છે; જેથી પૃથ્વી ગોળ છે. તો, સાહેબ, તે આપણી નીચે આવેલા હોવાથી ત્યાના લોક પૃથ્વી ઉપર શી રીતે રહી શકે? એ બધા તો પડી જાય.

મહેતાજી—ભાઇ, એ પ્રશ્ન તને સમજવાને વાર છે પૃથ્વી પોતા ઉપરની બધી વસ્તુને પોતાના મધ્યબિંદુ તરફ અર્થાત્ પોતા તરફ ખેંચી રાખે છે, જેને ગુરૂત્વાકર્ષણ કહે છે; તે અત્યારે તારી સમજમા આવશે નહિ. અત્યારે તો માત્ર પૃથ્વી ગોળ છે, એ બરાબર સમજાય તો સારૂં છે.

મનુ—સાહેબ, ચોથા કાગળમાં અંગ્રેજ વહાણવટીઓનું એકજ દિશામાં મુસાફરી કરવાનું આપે કહ્યું તે શી રીતે થઇ શકતુ હશે? દરિઆમા તેવી મુસાફરી કરતા આડે જમીન પણ આવે ત્યારે એકજ દિશા તેઓ કઈ રીતે રાખી શકે?

મહેતાજી—સાઈ, મનુ, તેવી મુસાફરી હોકાયંત્રથી થઈ શકે છે. હોકાયંત્રમાની સોય હમેશા ઉત્તર દક્ષિણ રહ્યા કરે છે દરિઆમા જ્યારે આડે જમીન આવે છે ત્યારે થોડા વખતને માટે દિશા બદલી હંકારે છે પણ પાછા સમુદ્ર આવતા પોતાની મુળ દિશામાંજ વહાણને હંકારવું શરૂ કરે છે; ને તે પ્રમાણે આખી મુસાફરી પૂરી કરે છે.

ડૉ. મગનલાલ મ. સારડા.

# સીતા સ્વયંવર.

સીતાનાં સ્વયંવરનો દિવસ આવ્યો. જે વીર, શંકરના ધનુષ્યની પ્રત્યંચા ચઢાવશે, તેને સીતા વરશે. સ્વયંવરમાં જુદાં જુદા દેશના રાજાઓ, રાજપુત્રો, બ્રાહ્મણો, પંડિતો, ઋષિઓ અને સગાં સંબંધી ભરાયાં છે. નાગરિકોની ભીડ પણ ઓછી નથી. બધા વાટ જોઇ રહ્યા છે કે કોણ શિવજીનુ ધનુષ્ય ચઢાવે છે ? રામ અને લક્ષ્મણ વિશ્વામિત્રની સાથે સભાં મંડપમાં આવ્યા. બધાઓની નજર તેમના પર પડી. ને દરેકના મનમાં જુદા જુદા ભાવો પેદા થયા.

રાજા જનકે સપ્રેમ તેમનો સત્કાર કર્યો ને મુનિના ચરણમાં માથું નમાવ્યું. વિશ્વામિત્રે આશિષ દીધી ને કહ્યું. " રાજા ! તમે મંડપની રચના ઉત્તમ બનાવરાવી છે. આવી સભા દેવલોકમાં પણ હશે કે કેમ તે સંદેહ જેવું છે. "

રાજાએ સીતાને સભામાં બોલાવી. તે સોળે શણગાર સજી મંડપમાં આવી. તેને જોતાં બધા ઠરી ગયા. જે શોભા ત્રિલોકમાં પણ ન મળે તે જોવાની કોણ શક્તિ ધરાવે ? સખીઓ મંગળગીત ગાતી હતી. રામનું અલૌકિક રૂપ અને સીતાની સુંદરતા જોઈ બધા વિચારતા કે રાજા પોતાતાનું વચન તોડી સીતા, રામને પરણાવે તો કેવું સારું ! કોણ જાણે શાથી દરેકને મોઢે એમજ નીકળવું !

૨

રાજાનો હુકમ થતાં ભાટે, દરેક રાજાને પ્રણામ કરી, રાજા જનકનાં વખાણ કરી તેમના વચનની હકીકત જણાવી. શિવજીનું ધનુષ્ય સભાની મધ્યમાં રાખ્યું હતું. ઘણાના તો જોતાં જ હોંશ ઉડી ગયા; અને ઘણા પાસે જઈ પાછા વળ્યા.

પણાએ હાથ અડાડી પાછું જોયું. આગ દરેક પાછા પડયા. કોઈ માડીજાયો મનુષ્ય ચડાવી શકયો નહિ.

આ જોઈ જનકને દુઃખ થયું. માથે હાથ મૂકી બોલ્યા. " ભગવાન ! આ શું? પૃથ્વી નક્ષત્રી થઈ છે? શું બ્રહ્માએ સીતાના નસીબમા કુંવારાપણું સરજ્યું છે ? ભાઈઓ ! તમે પોતપોતાને ઘેર જાઓ મારી પુત્રી કુંવારી રહેશે. મને પકી ખાતરી થઇ ચૂકી. કુ એક વખત શીવધનુ પણ તોડી શકતો જ નથી. અરેરે! જો હું પહેલેથી જાણતો હોત કે પૃથ્વી પર કોઇ વીર રહ્યો નથી, તો પછી આવું પણ હોતે જ શું કરવા ? જેવી મશ્કરી થાત. હું તો કહેનો ન રહ્યો આમ ટેક છે, આમ પુત્રી કુંવારી રહે છે. અરે ! પ્રભુ, આ સંકટ ક્યાંથી ! મારી બુદ્ધિ બહેર મારી ગઇ હતી, કે આવું કઠણ પણ લીધું ? " આમ બોલતાં બોલતા રાજા રડવા લાગ્યા

૩

રાજાનાં આવાં વચન સાંભળી, સભામાં બેઠેલા સર્વ, સીતાને જોતાં દુઃખી થવા લાગ્યા. સીતાની સખીઓ પણ દિલગીર થઇ. પરંતુ સીતાના મનના ભાવો હતા તેવાજ રહ્યા.

આ બધુ જોતાં વીર લક્ષ્મણના હ્રદયમાં જનકના શબ્દો તીર પેઠે લાગ્યા. તેમણે ક્રોધથી રામ તરફ જોતાં કહ્યું. " મારાભાઇ ! હજી બેઠા બેઠા શું સાંભળી રહ્યા છો ! રઘુવંશીની સામે આવું કોઇ ન બોલી શકે, કે ' પૃથ્વી વીરો વિનાની થઇ ગઇ છે ' તમારી રૂબરૂ જનકરાજા આમ બોલે તે સાંભળ્યાજ કરો છો ! એ સઘળું મારાથી સહેવાતું નથી. તમારી રજા હોય તો આ ધનુષ, સહેજ મનુષ્ય તો શી વિસાતમાં છે? હું સુમેરૂ પર્વત દડામાફક ઉઠાવી લઉં તો!

તમારા પ્રતાપથી આખા બ્રહ્માંડને કાચા ઘડા પેઠે તોડી નાખું ! તો એ શું સમજે છે ? આપ હુકમ કરો કે તરતજ એ ધનુષ્યને તરણા પેઠે ઉપાડી ફેંકી દઉં ! જો એમ ન કરી શકું તો આજથી હાથમાં ધનુષ્ય પકડવાનું છોડી દઉં છું. ”

લક્ષ્મણની આવી જોસ ભરી વાણી સાંભળી શાંત રામચંદ્રજીએ તેને ઠંડો પાડયો. પછી સમયાનુકુળ વિશ્વામિત્રે રામને કહ્યું, “ ભાઈ ! તું ઉઠ ને ધનુષ્યનો પ્રત્યંચા ચઢાવી જનકનું દુઃખ દૂર કર. હું આશિષ આપું છું કે તું સફળ થઈશ. ”

મુનિની આજ્ઞા ને આશિષ માથે ચઢાવી રામ, ધનુષ્ય પાસે ગયા. આ સૂર્યવંશી સૂર્યજેવા કુમારના ઉઠતાં સર્વ ઝંખવાયા. જેમ સૂર્ય ઉગતાં તારા છુપાય છે. રામે મનમાં ગુરુ અને માત પિતાને નમન કરી, ધનુષ્ય ઉપાડયું વીજળીની ગતિએ રામે ધનુષ્ય ઉપાડી પ્રત્યંચા ચઢાવી, જે કોઈના જોવામાં પણ ન આવી. ધનુષ્યના તો બે કકડા થઇ ગયા. જેથી સર્વને આશ્ચર્ય થયું. ચારે તરફ આનંદ છવાયો. જનક રાજા, રાણી, ને સીતા ને તો એવો હર્ષ થયો કે ચાતકને સ્વાતિનું જળ ન મળ્યું હોય ! સીતાને મેળવવાની આશાવાળાઓ ઝંખવાયા. આ બધામાં લક્ષ્મણને જે હર્ષ થયો તેનું વર્ણન કોણ કરી શકે ?

રાજા જનકના કુળગોર શતાનંદે રામના ગળામાં વરમાળ પહેરાવવા સીતાને આજ્ઞા કરી. આ સાંભળી, પ્રેમ, શરમ ને હૃદયની ધાપટીથી સીતા સખી સાથે રામ પાસે આવી. ને શરમાતી થોડીવાર થંભી ગઇ જ્યારે સખીઓએ વારવાર કહી, તેને આગ્રહ કર્યો કે ધીમે રહી રામના ગળામાં માળા પહેરાવી દીધી. આનંદનાં ગીત ગવાયાં. વાજીંત્રો

વાગ્યાં. અને સર્વ સીતાના સૌભાગ્ય માટે આશિષ દેવા લાગ્યા. સીતા જયનાદ ને આશિષ ઝીલતી, માતા પાસે આવી.

આ તરફ દુષ્ટોને દુષ્ટતા સૂઝી. જે અફળ થયેલા અને પોતાના મનોરથ મનમાં રહેલા, તે જનકને ગાળો આપવા લાગ્યા. ને લડાઈમાં બન્ને ભાઈઓને જીતવાની ગાજણી કરવા લાગ્યા. પણ તેમનો તે મદ થોડીવારમાં ઠંડો પડી ગયો. જનકરાજાના ખોંખારે અને લક્ષ્મણની ક્રોધભરી આંખોએ તેમને ગર્વહીન કરી નાખ્યા.

આ સમયે મુનિ પરશુરામ મહાક્રોધી બની, લાલ ચોળ આંખોથી, રાજા જનક સામે આવી ગરજવા લાગ્યા. "કેમ મૂર્ખ ! મારા પૂજ્ય ઈષ્ટદેવ શિવજીનું ધનુષ્ય કોણે તોડ્યું ? શિવનો ભક્ત બની આમ કરવાનું તને ઉચિત જણાયું ! એ તોડનારને હમણાં જ બોલાવ, નહિ તો શાપ આપી તારું સર્વનાશ કરીશ."

આ પ્રમાણે મુનિને ક્રોધથી પ્રજળતા જોઈ, તથા જનકને ચિંતાતુર જોઈ રામ પાસે આવ્યા. સ્ત્રીઓ તો ગભરાઈ ગઈ. રામે હાથ જોડી મુનિને કહ્યું. "મહારાજ ! આપ રામ પર કોગટ ક્રોધ શા માટે કરો છો ? એ અપરાધ સેવકે કર્યો છે બોલો, શી આજ્ઞા છે ?"

રામનાં આ વચનથી મુનિનો ક્રોધ શાંત થયો નહિ, પરંતુ વૃદ્ધિને પામ્યો તે બોલ્યા. "સેવકનું શું આ કામ છે ! જે શત્રુ જેવું કામ કરે, એ સેવક કહેવાય જ નહિ. શિવજીનું ધનુષ્ય તોડનાર મારો ભાઈ હોય તોપણ મારે નાશ કરી શકું. રાજાઓ ! તમે અહીંથી ચાલ્યા જાઓ.

માને તેના કર્મનું ફળ ચખાડવાનો. જો તમે રહેશો તો મારા ક્રોધમાં તમે પણ બળી ભસ્મ થશો.

પરશુરામનો આ ક્રોધ લક્ષ્મણથી સહેવાયો નહિ. તે બોલ્યા, મહારાજ ! અમે બાળપણથી, અત્યારસુધી એવાં કેટલાંયે ધનુષ્ય તોડી નાખ્યાં ત્યારે તમે કેમ રોકવા ન આવ્યા ? જે આ ધનુષ્યમાં આટલી બધી મમતા રાખો છો !

પરશુરામે એથી વધુ ખિજાઈને કહ્યું. અરે દુષ્ટ ક્ષત્રિય બાળક ! તને મોં સંભાળી બોલતાં નથી આવડતું ? તું કોની સામે બોલે છે ? આ ધનુષ્ય બીજાં જેવું સામાન્ય છે? આ શંકર ભગવાનનું છે; એ કોણ નથી જાણતું ? એ તોડી જેમનું તમે અપમાન કર્યું છે, તેનો બદલો આપ્યા વિના તમને છોડનાર નથી.

લક્ષ્મણે મુનિને વધુ ચીડવવા કહ્યું. " મુનિજી ! વધારે રાતા પીળા ન થાઓ. મારી ગણતરીમાં તો બધાં ધનુષ્ય સરખાં છે. પછી આ જુના ધનુષ્યમાં એવું તો શું ભર્યું હતું ! મારા મોટા ભાઈનો હાથ લાગતાં, તે એમને એમ તુટી ગયું, તેમાં તેમનો શો દોષ ? તેમણે તો નવું ધાર્યું હતું, જો જુનું છે એમ જાણતા હોત તો તેને અડકત પણ નહિ.

પરશુરામનો ક્રોધ હવે અટકયો નહિ. 'રે દુષ્ટ છોકરા ! તારી આ બાલ્યાવસ્થા જોઈ દયા આવે છે, નહિ તો આ ફરસીથી તારા કકડે કકડા કરી નાખત. નથી જાણતો કે હું ક્ષત્રિયોનો જુનો વેરી છું ? શા માટે માબાપને તારા શોકનું દુઃખ દેવા તૈયાર થયો છે ?

લક્ષ્મણ બોલ્યાઃ-મહારાજ ! તમે તો બ્રાહ્મણ છો. લડવાનું કામ તમારું નથી. તે ક્ષત્રિય જેના બાપ દુશ્મન છે, તે એવાજ હશે. તમે રઘુવંશીઓને પીછાણતા નથી ! આવાં ધનુષ્યબાણ ને ફરસીને તો અમે રમકડાં જાણીએ છીએ. તમે બ્રાહ્મણ છો, તેથી આ સાંભળું છું— સહું છું, કેમકે એ અમારા કુળની રીત છે; "દેવતા, બ્રાહ્મણ, દાસ અને ભક્ત તેના પર હાથ ઉપાડવો નહિ કેમકે તે તેમના હાથે હારે, કે મરી જાય તોપણ પાપ છે." આમાં અઘટિત કહ્યું હોય તો ક્ષમા કરશો. મેં તો સાંભળ્યું છે કે "બ્રાહ્મણ શાપ દે છે, હથિયાર વાપરતા નથી."

આ બધું સાંભળીને પરશુરામનો ક્રોધ સો ગણો વધી ગયો. એવામાં રામે લક્ષ્મણને શાંત પાડયા ને પોતે હાથ જોડી મુનિને કહેવા લાગ્યા "બ્રહ્મદેવ ! શા માટે આ બાળક સાથે ક્રોધ બોલો છો ? એના દૂધિયા દાંત પણ સુકાયા નથી. તેના પર આપે ક્રોધ કરવો જોઇએ ? એ આપનો પ્રભાવ જાણતો નથી, તેથી જેમ તેમ બોલવા કરે છે, આપ તો વૃદ્ધ, જ્ઞાની છો. એથી આપને ઘટિત નથી. આપને ક્ષમા કરવી ઘટે છે.

રામની આ વાતોથી મુનિ ઠંડા પડયા. પણ લક્ષ્મણ મનમાં હસ્યા કરતા તે જોઈ ફરી ખીજાયા. "જુઓ, તમારો ભાઈ કેવો કપટી ને નીચ છે. તમારા જેવો સુશીલ નથી.' એ જાણતો નથી કે હું યમ જેવો છું. એનું શરીર સુંદર પણ મન કાળું છે. તમે કહો છો કે તે હજી બાળક છે પણ તે તો કેવો હરામી છે. "જાણે સોનાના ઘડામાં વિષેણું [illegible] ન ભર્યું હોય."

એટલાં બે ત્રણ કટાક્ષ લક્ષ્મણે કરી લીધાં. જેથી મુનિનું મુખ લાલચોળ થઈ ગયું. રામચંદ્ર વારંવાર સમજાવવા લાગ્યા. પણ પરશુરામે શાંતિ ધારી નહિ. તેમણે કહ્યું.—" તમે બન્ને ભાઈ અજબ છો. તે કડવું કહે ત્યારે તું ઉપરથી શાંતિના વચનોથી ઢાંકી દે છે તારો ને એનો એકજ મત નહોત, તો તે આવી વાતો કેમ કરત ? જો હું એકલો બ્રાહ્મણ નથી,-મારો ક્રોધ સાક્ષાત અગ્નિ છે, અને તેમાં મેં એકવીસ વખત ક્ષત્રિય સંતાનોની આહુતિ આપી છે. તેમાં આ વધારે એમાં મારૂં શું બગડે છે ? તું તારૂં ભલું ભૂરૂં વિચારી લે.

આ સાંભળી રામે કહ્યું.—ભગવાન ! આપ બ્રાહ્મણ છો, ક્ષત્રિયોના સદા પૂજક છો. તમારી અમારી બરાબરી શી ? તમારાં ચરણોની સેવા કરવી એ અમારો ધર્મ છે. તમારી સાથે લડવાનું કામ અમારૂં નથી " તમારો મૂળ અપરાધી તો હું છું. મને જે સજા કરવી હોય તે કરો. આ માથું તમને સોંપ્યું છે. શસ્ત્રનો પ્રહાર કરી ક્રોધ શાંત પાડો. " આ પ્રમાણે કહી રામે પોતાનું શિર નમાવ્યું.

પરશુરામની કઠોરતા રામની નમ્રતા આગળ પરાજય પામી. તેમનો ક્રોધ શાંત થયો. બતાવો કે કયું એવું હૃદય હશે જે આવી નમ્રતાથી ન પીગળે ? પરશુરામે કહ્યું. " ઠીક, તું અમારૂં ધનુષ્ય લઈ તેની પ્રત્યંચા ચઢાવ-હું તારી પરીક્ષા લઈશ. જો તેમાં તું પાસ થઈશ, તો હું સમજી શકે શિવજીનું ધનુષ્ય તેં બળથી તોડયું છે; જો પ્રત્યંચા નહિ ચઢાવે તો હું કોઈ રીતે માનનાર નથી.

આમ કહી પોતાનું ધનુષ્ય રામ આગળ મૂક્યું. રામે ઉઠી પ્રત્યંચા ચડાવી જે જોઈ પરશુરામની ગંધ ખરી ગઈ. અને સમજ્યા કે રામ કોઈ અલૌકિક મહાત્મા છે. સાધારણ માણસ નથી. આમ સમજી રામને ભેટ્યા ને હૃદયથી આશિષ દીધી. આમ એકાએક ફેરફાર જોઈ સભા ગદ્‌ગદ કંઠે જય જયકાર કરવા લાગી ! સ્ત્રી-પુરુષ, સગાં-સંબંધી સર્વના ભયથી કંપતા જીવમાં અમૃત રેડાયું. મંગળ ગીત ગવાયાં. ને વધાઈનાં વાજિંત્રો વાગવા લાગ્યાં.



# સીતાનાં લગ્ન

જનક રાજાએ દૂત માર્ફત રામ સાથે સીતાનાં લગ્નના સમાચાર દશરથ મહારાજા પર મોકલ્યા. આ સાંભળી દશરથ રાજાને આનંદ થયો. રાણીઓના હર્ષ તો માય નહિ. જનકનો પત્ર વારંવાર વાંચતી ને હરખાતી. ભરત શત્રુઘ્ને આ સમાચાર સાંભળ્યા કે મોટાભાઈને ક્યારે વરરાજા બનેલા જોઈએ એવી ચટપટી થવા લાગી. સ્વયંવરની વાત સાંભળી રામ પર તેમને અધિકતર પ્રેમ ઉપજ્યો. દરેકના મનમાં એ જ તાલાવેલી લાગી કે જાન ક્યારે જાય, ને રામજી વરરાજા બને. આ વધાઈ સારા નગરમાં ફેલાઈ. વાજીંત્રો વાગવા લાગ્યાં. ગલીએ ગલીએ મંગળ ગાન ગવાયું. શહેરમાં ઉત્સવ મનાયો. અયોધ્યાનગરી સ્વર્ગપુરી બની ગઈ. દરેક ઘર પર મકાન પર ધજાપતાકા તોરણો બંધાયાં. દરેક ઘેર હજાર હજાર દિવા પ્રગટ્યા. જ્યાં ને ત્યાં રામ ને સીતાના નામનાં ધવળ મંગળ ગીતો ગવાયાં. જાણે રામ દરેકના ઘરમાં ન હોય! દરેકને એવો જ આનંદ થતો કે જાણે પોતાના પુત્ર કે ભાઈનાં લગ્ન ન થતાં હોય!

જાન નીકળવાનો દિવસ નક્કી થયો. હાથી શણગારાયા. ઘોડા સજાયા. જુદી જુદી જાતનાં વાહન, વસ્ત્રાભૂષણ વગેરે તૈયાર થવા લાગ્યાં. હાથી ઘોડા પર ક્ષત્રિયો, પાલખી, સુખપાલમાં વૃદ્ધ અને ઋષિમુનિઓ બેઠા. ભાટચારણો પણ સાથે ચાલ્યા. ખચ્ચર ઊંટ બળદને પાડા પર સર્વ સામગ્રી લીધી. દશરથ રાજા પોતાના બે પુત્ર ભરત, શત્રુઘ્નને સાથે લઈ હાથી ઉપર બેસી જાન લઈ ચાલ્યા. આનંદકારી વાજાં વાગવાથી કાન બહેરા થઈ જતા હોય, હાથી-ઘોડાના હણહણાટથી અને ઘુમરા-

બુધી વાદળ ગઈ હોય એવો ભાસ થતો હતો. દરેકના અંગપર સુંદર શોભી રહેલાં વસ્ત્રાભૂષણને અલંકારોના ચળકાટથી આંખોમાં વીજળીના જેવો પ્રકાશ પડતો. જે રથમાં રાજગુરૂ વસિષ્ઠ ભગવાન બેઠા હતા, તેમાં એવી સરસ જમાવટ કરેલી, કે દેવરાજ ઇંદ્રે પણ પોતાના ગુરૂ બૃહસ્પતિને માટે આવા રથની ગોઠવણ કરી હશે કે કેમ તેમાં સંદેહ છે. જાનૈયાના રંગઢંગ જોતા એમજ ભાસ થતો કે જાણે અયોધ્યામાં કોઈ દીન દુઃખી છેજ નહિ. દરેકને લક્ષ્મી પ્રસન્ન છે. એ જાનની શોભાનું વર્ણન લખવાની આપણામાં શક્તિ ક્યાંથી?

૨

જાન અયોધ્યાથી નીકળી. કેટલીક મુસાફરી, ને તેનો આનંદ ભોગવતી જાન જ્યારે જનકપુરી પહોંચી, ત્યારે તેના સ્વાગતને માટે, અનેક હાથી, ઘોડા, રથ, પાયદળ સિપાઇ, સેના તૈયાર કરી સોનાના કળશો, રત્નજડીત ચાંદીના થાળો વગેરે અમૂલ્ય પાત્રામાં ખાવાપીવાની સામગ્રી મોકલી આપી.

આ પ્રમાણે જનકરાજાએ પોતાના સંબંધીને, અપૂર્વ સ્વાગતથી મોહિત કર્યા. બાદ જાન શહેરમાં પેઠી, જ્યાં તેમનો ઉતારો આપવામાં આવ્યો હતો, ત્યાં ગઈ

જાનીવાસાની ગોઠવણ જોઈ, સર્વ પ્રસન્ન થયા તેમાં આરામ માટે અને દીલખુશ કરવાને જુદી જુદી ચીજો રાખવામાં આવી હતી જાનૈયાની એવી તો સારવાર ને કાળજી રખાઈ, કે તે જોઈ પોતાના ઘરનું સુખપણ ભુલી ગયા.

રોશની, બિછાના, ખોરાક, સ્વાગતનાં સાધનો, વગેરે જોઈ લોકોએ કહ્યું કે ખરેખર આવું સુખ તો ઇંદ્રલોકમાં પણ ભાગ્યે હશે! એવું માલુમ પડતું કે જાણે સારી સિદ્ધી-સિદ્ધી અયોધ્યા વાસીઓના સ્વાગત માટે જનકપુરીમાં આવી વસેલી છે.

પિતાની પધરામણીના સમાચાર જાણી, રામલક્ષ્મણ વિશ્વામિત્ર સાથે જાનીવાસે આવ્યા. દશરથે વિશ્વામિત્રના સમાચાર પૂછી, કેટલા સમયથી છુટા પડેલા પુત્રોને ઘણા ઉમંગથી હૃદય સાથે દાબ્યા અને માથા પર હાથ ફેરવતા શત કોટિ આશિષ દીધા.

પિતાને મળી, રામલક્ષ્મણ સર્વ જાનૈયાઓને મળ્યા. તેમનાં દર્શનથી સર્વને આનંદ થયો. સર્વને મળી ભરત-શત્રુઘ્નને સાથે લઇ, ચારે ભાઇ પિતા પાસે આવી બેઠા. તે વખતે એવો ભાસ થતો કે જાણે ઘણા પુણ્યના પ્રતાપથી ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચાર્ય રૂપ શરીર ધારણ કરી દશરથને પ્રાપ્ત થયા છે.

જાન લગ્ન પહેલાં આવી પહોંચી હતી જેથી સર્વ આનંદથી આગતેસ ફરતા, નગરની શોભા જોતા, જુદી જુદી જાતના આનંદ ઉત્સવની મઝા લુટતા અને સુખ સમુદ્રમાં મોજ ઉડાવતા જનકવાસીઓ જાનૈયાઓની સુન્દરતા, સુઘડતા, રૂપ, લાવણ્ય, સભ્યતા, યોગ્યતા, મૃદુતા, મીઠાશ, નિર્દોષતા વગેરે જોઇ દશરથ રાજાની અનહદ પ્રશંસા કરતા હતા.

3

એટલામાં લગ્નનો દિવસ આવ્યો તે દિવસે ગુરુ શતાનંદને બોલાવી જનકે કહ્યું–" મહારાજ! હવે શો વિલંબ છે? હવે લગ્નવીધિ થવી જોઇએ." ગુરુએ તૈયારી કરી. શંખ, મૃદંગ, ઢોલ નગારાં વાગવા લાગ્યાં ગુરુએ બ્રાહ્મણોને કર્મકાંડ પ્રારંભની આજ્ઞા આપી. યજ્ઞના ધુમાડાથી અને વેદધ્વનિથી વાયુમંડળ છવાઇ ગયું. સ્ત્રીઓના કોમળ અને મધુર કંઠથી ગવાતાં મંગળ ગીતો કાનમાં અમૃત રેડાવતા હતાં.

બાદ ગુરુએ જાનીવાસેથી જાનૈયાઓને બોલાવવા મંત્રીને આજ્ઞા કરી. મંત્રીએ જઇ કહ્યું. " મહારાજ ! વખત

થયો છે લગ્ન ક્રિયા સમય પાસે આવ્યો છે, આપ સર્વ મંડપમાં પધારો."

આ સાંભળી દશરથ રાજા સર્વ સાથે આવવા નીકળ્યા. ચારે ભાઈ સુસજ્જીત ઘોડા પર સવાર થયા. પોતાના રૂપ વડે દેવોની આંખોને શાંતિ આપતા ચાલ્યા. તેમની સુંદરતામાં કામદેવને પણ શરમાવનાર રામના રૂપને જોઈ, સર્વ આશ્ચર્ય પામતા
રામ અને ભરતની ગતિ જેવી શ્યામતા અને લક્ષ્મણ તથા શત્રુઘ્નની સુવર્ણ જેવી ગૌર કાન્તિ જોઈ કોણ મુગ્ધ ન થાય ?

જાનનું વાજતે ગાજતે આવવું જાણી, જનકની રાણીને બોલાવી આરતીની તૈયારી કરી. જુદી જુદી જાતની સામગ્રી સોનાના થાળમાં લઈ વરરાજાની આરતી ઉતારવા રાણી ગઈ રાણીએ પ્રેમવડે વરરાજાની આરતી ઉતારી. તે વખતે રામનું સુંદર રૂપ, મનોહર વેશ જોઈ તેમના હૃદયમાં અવર્ણનીય સુખ થયું. તેમણે સીતાના ભાગ્યને સહસ્ર ધન્યવાદ દીધા અને તેમની આંખમાંથી આનંદાશ્રુ નીકળી પડ્યાં. આરતી પૂરી થતાં, રામ મંડપમાં આવ્યા, તે વખતે ઘંટ, શંખ, મૃદંગ વગેરે તરેહ તરેહનાં વાજીંત્રો વાગ્યાં. બ્રાહ્મણોએ વેદોચ્ચાર કર્યો. સ્ત્રીઓએ મંગળગીત ગાયાં. તે પ્રસંગે સર્વને અનહદ આનંદ થયો ને જનકના વૈભવની મોટાઈ ગાવા લાગ્યા.

૪

મંડપમાં સર્વને ઉચિત આસન આપી, વરના પિતા અને અન્ય ગુરૂજનની પૂજા કરી આશીર્વાદ લીધા ત્યારબાદ રાજાએ જમાઈનું વિધિપૂર્વક આદર કર્યું; અર્ધ્ય આપી પૂજા કરી. કન્યાદાન સમય આવતાં રાજાએ સીતાને બોલાવી સીતા વધૂવેશ ધારણ કરી, ચતુર સુંદર સાહેલીઓ સાથે મંડપમાં આવી સીતા સાહેલીઓના વચમાં એવી શોભતી,

જાણે ખુદ સુંદરતા રૂપ લેઈ સુંદરીઓને પોતાનું રૂપ બતાવવા ન આવી હોય ! !

ત્યારબાદ પુરોહિતે વેદવિધિ અનુસાર લગ્ન કાર્ય કરાવ્યું. જનકરાજાએ રામનાં ચરણ ધોઈ, કન્યા-દાન દીધું ! જેમ હિમાલયે પાર્વતી શિવને અર્પી, સમુદ્રે લક્ષ્મી નારાયણને આપી, તેમ જનકે પોતાની પ્રિય પુત્રી રામના હાથમાં સોંપી. ચોપાસથી વેદનાં સૂત્રો સંભળાયાં. વાજાં વાગ્યાં. વર-કન્યા, ને તેમનાં માતપિતા ઉપર અક્ષત પુષ્પ વરસ્યાં. આ પ્રમાણે યથાયોગ્ય લગ્નવિધિ પૂર્ણ થયો.

- બાદ જનકરાજાએ પોતાની ત્રણ નાની પુત્રીઓને રામજીના ત્રણ નાના ભાઈને આપવાની ઈચ્છા બતાવી. જનકરાજાએ તો પોતાના મનમાં પહેલેથી સંકલ્પ કર્યો હતો; પરંતુ દશરથ રાજાને આ સંબંધી કંઈ ગમ હતી નહિ. આ પ્રમાણે આનંદમાં આનંદ આનંદની વાત સાંભળી, દશરથ તો હર્ષમાં ઘેલા થઈ ગયા, અને ઘણી ખુશીથી તેમાં પોતાની સંમતિ દર્શાવી. જેથી જનકે પોતાની ત્રણ પુત્રીઓ બોલાવી અને તે શુભકાર્ય તે મંડપમાં 'ઉર્મિલા' લક્ષ્મણને, 'માણ્ડવી' ભરતને, અને 'શ્રુતકીર્તિ' શત્રુઘ્નને આપી. આ સમયે એવો તો હર્ષનાદ થયો કે પૃથ્વીથી આકાશ ગર્જી ઉઠ્યું. કન્યાના પિતા-જનકે પહેરામણીમાં એટલું બધું આપ્યું કે જેના તરફ વરના પિતા-દશરથનું ધ્યાન સરખું હતું નહિ. તે તો પોતાના પુત્રોને લાયક વધુઓ મળી તેજ વિચારમાં તલ્લિન હતા. તેમણે જે લોકોએ જેટલું માગ્યું તેને તેટલું આપ્યું. બાદ સર્વ જાનીવાસે જવા નીકળ્યા. ત્યારે સર્વ જાનૈયાઓનો યથાયોગ્ય આદરસત્કાર કરી જનક રાજાએ દશરથ રાજાને કહ્યું. "રાજન્ ! આજથી આજથી હું આપનો એક સેવક છું. આપની મોટાઈનાં ગુણગાન ક્યાં ગાઉં? આપે કૃપાકરી મારા કુળ સાથે જે સંબંધ બાંધ્યો, તેથી હું ધન્ય બન્યો છું ! આથી વિશેષ

હું આપને શું-ભેટ કરું ? મારામાં આપને આપવાની શક્તિ નથી તોપણ મેં આજ જે આ દાસીઓ આપની સેવામાં આપી છે તેમને પુત્રી જેવી લેખી, તેમનું ઉચિત લાલન-પાલન કરશો. તેઓને લીધે ઉભય કુળની માન-મર્યાદા વધશે' એવો મને દૃઢ વિશ્વાસ છે; કેમકે તેમણે સારી રીતે ગૃહકાર્યનું શિક્ષણ પોતાની માતા અને શિક્ષિકાઓ પાસે મેળવ્યું છે અને સાસુ સસરાની સેવા કરી સ્વામીની છાયા સમાન અનુગામિની અને કિંકરી બની સાસરે રહેવાનું જ્ઞાન-મહત્વ જાણ્યું છે."

જનક રાજાના આવાં મધુર વચનોથી સંતુષ્ઠ બની ગળામાં ગળું ભેટવી દશરથ રાજા સર્વ પુત્રો, વધુઓ, સંબંધી સજ્જન સાથે જાનીવાસે આવ્યાં.

જાનીવાસે આવ્યા પછી જમવાની તૈયારી થવા લાગી. જનક રાજાએ, પહેલેથી ભોજન વ્યવસ્થા કરી મૂકી હતી. જમતાં જમતાં દરેકના પેટ તો ભરાયાં. ને ઉપરાંત જીવ પણ તૃપ્ત થયા. રાત્રી થતાં વરવહુનું પ્રથમ મિલન થયું ત્યારે જે ફુલવાડીમા પ્રથમ મિલન થતાં પ્રીતિનો બે મરો રાશ થયો હતો તે પણ બેસુમા આવ્યો. અને બન્ને એક રૂપ થયાં. સીતા લજ્જા ને શરમની મારી રામના ચિત્તાકર્ષક રૂપને એકી ટગે જોઈ રહી અને મનમાં પરમ સુખ અનુભવવા લાગી. કરોડ કામને લજાવનાર શરીરની શ્યામ શોભા, લગ્નપ્રસંગનો વરરાજાનો પોશાક, પિતાંબર, પીળું મેઠું જનોઇ, પહોળી છાતી ભવ્ય કપાળ. કમળ જેવી આંખો, તેના પરની વાંકી ભ્રમરો નમણું નાક, શરીર પરનાં અમૂલ્ય આભુષણ જોતાં સીતાની આંખો થાકી. પોતાના સ્વામીની મૂર્તિ દેવતુલ્ય માની હૃદયમાં સ્થાપન કરી.

આમ રામે સીતાની સર્વાંગ સુંદર શોભા જોઈ, એવું તો સુખ અનુભવ્યું કે જેનું વર્ણન થઈ શકે તેમ નથી તેનું સુંદર ચારીત્ર્ય શરીર સંપત્તિની કોમળતા, તેની પ્રીતિ પણ રામના હૃદયને અતિ આનંદ આપવા લાગી જ

ભાવ વડે રામે સીતાને પોતાના હૃદયમાં સ્થાન આપ્યું તે ભાગ્ જીવન પર્યંત તેવો ને તેવોજ ગયો

જાગતાં, સૂતાં, સ્વપ્નમાં, સુખમાં, દુખમાં, ઘરમાં વનમાં પાસે દુર, ગમેત્યાં રામની આંખોમા તે દેવીની મૂર્તિ હંમેશાં વિરાજેલી રહેતી. ઘણા આનંદ સાથે પ્રથમ મેળાપની મંગળ રાત્રીસુખમાં વીતાડી ને સુખમય પ્રભાત થયું.

બીજે દિવસે દશરથ રાજાએ જનકની વિદાય માગી; જે સાભળતાં તે ઉદાસ થયા તેમણે થોડા દિવસ વધુ રહેવાને આગ્રહ કર્યો. દશરથને ના છુટકે થોડા દિવસ વધારે રહેવુ પડ્યું. પોતાના અતિથ્ય વડે જનક સર્વને સુખ આપતા. છેવટે તે દિવસ આવી પહોંચ્યો, જે કે તેમના ઘરમાંથી કન્યાઓને જન્મભરની વિદાય લેવી પડી ! ચાનું હૃદય કન્યાનાં વિખુટાં થવાના કારણે ટકડા થઈ જતા હતાં; પણ સંસારિક નિયમ, વિધાતાના લેખ ! " દિકરી સદાય પિતાના ઘરમાં રહી શકતી નથી " તે તો પારકું ધન છે. ચાર દિવસની પરોણી છે પતિનું ઘર એ તેનું હંમેશનું રહેઠાણ છે. જેથી ઘણી માયા મમતા ઇત્યાં વિયોગનાં અસહ્ય દુઃખ દબાવી માતા-પિતાએ કન્યાઓને વિદાય દીધી જતી વખતે માતા કહેવા લાગી.

પુત્રીઓ ! તમે નિમિ કુળની કન્યાઓ છો અને પરમ પ્રતાપી સૂર્યવંતી રાજાને ત્યાં વહુઓ બની જાઓ છો. હંમેશાં આ ઉચ્ચ વર્ગની માનમર્યાદા ધ્યાનમા રાખી તમારી રહેણી કહેણી આચાર વિચાર અને શીલ, સ્વભાવ વડે સર્વને પ્રસન્ન કરજો પતિને આ લોકમાં ઇશ્વર, પરલોકમાં પરમેશ્વર, સ્વર્ગદાતા તે પોતાનું સર્વસ્વ સમજજો આજથી તમારા પિતા રાજા દશરથ, અને માતાઓ તેમની રાણીઓ છે. તેમની મહાવડે ભક્તિ કરજો તેમની સેવા વડે તમને આ લોક-પરલોકમાં મોક્ષ મળશે. આડોશી પાડોશી સાથે સંપીને ચાલજો. સેવકોને પણ કડવાં વચન કહેશો નહિ. એવી રીતનાં વર્તન રાખજો કે સર્વ તમારા પર પ્રેમ રાખે હું આશીર્વાદ આપું છું કે-તમારું સૌભાગ્ય અખંડ રહો.

તમે પતિવ્રતામાં શિરોમણી બનો, માત્ર ગૃહલક્ષ્મી નહિ-પણ પતિની યથાર્થ સહધર્મિ હો

આ પ્રમાણે વાર વાર સર્વ કન્યાઓને ગળે ભેટતી સ્નેહ વડે આશીર્વાદ દેતાં વિદાય કરી જે સમયે તે પાલખીમાં બેઠા તે વખતે ગાણી પરકાઈ નીચે પડી. જાણે દશરથે આજ તેનું સર્વ લુંટી લીધું ન હોય! આ ત્યાગ, આ પુરા પાડું, આ વિયોગ, પણ કેવો અદ્‌ભુત, કેવો સુખ-દુઃખવાળો, કેવો અમૃત-વિષમય અને એ કેવો સારો નરસો છે!!

જનકે પુત્રીઓને વિદાય કરતાં ઘણી ભેરા આપી આ પ્રમાણે અલૌકિક કન્યા રત્ન અને અપ્રાપ્ત ધનરત્નને સાથે લઈ દશરથ રાજા અયોધ્યા તરફ ચાલ્યા. જનક કેટલેક દૂર સાથે ગયા પછી પાછાવળવા વિદાય માગી તે વખતે અકળક આંસુ ઢાળતા કલ્પાંત કરવા લાગ્યા

ઘેર આવી જનકે જોયું તો આંગણું સુનું લાગ્યું સર્વ ધામધુમને બદલે શાંતિ જણાઈ સર્વ શોભા લુપ્ત થઈ આતા પાણી વિના ગાછલી ગણિ વિના નાગ, જીવવિના દેહ જેવી બની જમીન પર પરકાઈ પડી છે સંસારના સારા માટે ઈશ્વરી નિયમાનુસાર એ ત્યાગ એક દિવસ પણ દરેક માતપિતાને સહન કરવો પડે છે પોતાના ઉજ્વલ ગુણથી અનુપમ પાતિવ્રતથી મનુષ્ય છતા જે કન્યાઓ દેવીપદ પ્રાપ્ત કરે છે. તેનાં માતપિતાનો એ ત્યાગ સફળ થાય છે

આમ જનકનું ઘર સુનું પડ્યું આમ દશરથનું ઘર ભરાઈ ગયું અયોધ્યામાં આનંદનો સાગર ઉભર્યો સર્વત્ર ધજા પતાકા ઉડવા લાગી. અસંખ્ય લોકોનાં ટોળાં વર-વધુને જોવા તલસતા દોડતા આવવા લાગ્યાં મંગળગીત ગવાયાં પુત્ર વધુનાં ચંદ્ર જેવા રૂપ જોઈ ગવ અમૃતનો સ્વાદ લેતાં આનંદ પામવા લાગ્યાં

જે દિવસથી અયોધ્યામાં સીતા ને તેની બ્હેનોનાં પગલાં થયાં તે દિવસથી અયોધ્યામાં આનંદ ઉત્સવ શરૂ થયા સર્વત્ર સુખ આનંદ સુખ સંપત્તિ દેખાવા લાગી જાણે સીતાના આવતાંજ ત્રણ પ્રકારનાં દુઃખો અયોધ્યા છોડી નાસી ગયાં ને સર્વત્ર સુખને આનંદ પ્રસરી રહ્યાં.

# બાળક

[ ત્રિમાસિક ]

પુસ્તક ૧. અષાઢ, ૧૯૭૯. ભાગ ૩.


## ૧૫. બોલમા !



બોલમા બોલમા બોલમારે,
રાધાકૃષ્ણ વિના બીજું બોલમા-
સાકર શેલડીનો સ્વાદ તજીને,
કડવો લીંબડો ઘોળમારે–રાધા.
ચાંદા સૂરજનું તેજ તજીને,
આગીઆ સંગાતે પ્રીત જોડમારે–રાધા.
હીરા માણેક ઝવેર તજીને,
કથિર સંગાથે મણિ તોળમારે–રાધા.
મીરાં 'કે' પ્રભુ ગિરધર નાગર,
શરીર આપ્યું સમતોલમાંરે–રાધા.

—મીરાંબાઈ.

## ૧૬. પ્રભુ બાળક બનાવી દે.

મીઠા બોલો વળી કાલા,
કરી કંઇ ખેલને ચાળા;
ગજવવા ગાન ગોપાળા,
મને બાળક બનાવી દે.

૨.

જગતમા મસ્ત ફરવાને,
નિખાલસ પ્રિત કરવાને,
દુઃખીના દુઃખ હરવાને,
પ્રભુ બાળક બનાવી દે.

૩.

અદ્રશ્યે અજ્ઞ સ્હેવાને,
પડે જે શીર સ્હેવાને,
નિડર થઇ સત્ય સ્હેવાને,
પ્રભુ બાળક બનાવી દે.

૪.

ભરેલી મતલબી દુનિયા,
કિસેના પ્રેમ કીસ્સો જ્યા,
બધુ સમભાવથી લેવા,
પ્રભુ બાળક બનાવી દે.

—રમણીક મ્હેતા.

# ૧૭. મેવલો.

નદીરે સરોવર સુકાઇ ગયારે,
ગાવલડી દીયેરે શરાપ;
નાવ્યો ધરતીનો ધણી મેવલો રે.
આલી લીલી વાડીઓ સુકાઇ ગઇ રે,
પખિડા દીયેરે શરાપ.
નાવ્યો ધરતીનો ધણી મેવલો રે.
બાગ બગીચા સુકાઇ ગયારે,
માળીડા દીયેરે શરાપ,
નાવ્યો ધરતીનો ધણી મેવલો રે.
નદીરે સરોવર છલી વળ્યા રે,
ગાવલડી દીયેરે આશિષ,
આવ્યો માયાળુ મેવલો રે.
આલી લીલી વાડીઓ લીલી થઇ રે,
પખિડા દીયેરે આશિષ,
આવ્યો માયાળુ મેવલો રે.
બાગ બગીચા લીલા થયા રે,
માળીડા દીયેરે આશિષ;
આવ્યો માયાળુ મેવલો રે.
સરવે તરુવર લીલાં થયા રે,
ધરતી પામીરે સતોષ,
આવ્યો માયાળુ મેવલો રે.

—(લોકગીત)

# ૧૮. "ચહું હું ચહું !"

[ ત્રોટક ]

૧

કરૂં માત: ! સમે પ્રસો વંદન હું !
લ્હી પ્રેમ પ્રસાદ ચહુ હું ચહુ !
ચિત્ત સ્થીર કરી ! પ્રભૂ ! ધ્યાન ધરી !
દરશુ પ્રતિભા ! દિવ્ય ભાવ ભરી !

૨

સિંચુ સ્નેહ સુધા રસ પ્રાણ સમું !
તવ વિણુ ન અન્ય કો મ્હારૂં કશું !
બસ ! એકજ નાથ ! તુંહી તું ભજું !
કરૂં માત. સમે ! પ્રસો વંદન હું !

૩

દીન બાળ ઉરે પ્રભૂ જ્ઞાન ભરો !
મમ દેશ વિષે તમ પ્રેમ ઝરો !
પ્રસરાવો વિભૂ કંઇ જ્ઞાન બહુ !
લ્હી પ્રેમ પ્રસાદ ચહુ હું ચહુ !

૪

તમ સ્હાય, થતા સુકૃ, ભીતુ થતું !
હરો રાગ દુ:ખો પ્રભુ તે ચહુ હું !
તમ કરુણા પુરણુ આશ પ્રસો !
લ્હી પ્રેમ પ્રસાદ ચહુ હું ચહુ !

—"હૃદયયોગી"



# ૧૯. આપજો.

આપજો આપજો સારું સઘળું મને,
હે પ્રભુ આજ આખા દિવસમાં,
બાળ ગણી વ્હાલ મારા ઉપર આણજો,
જેથી હું રહું બધો દિવસ સુખમાં. ૧
આપજો આપજો, બુદ્ધિ બહુ આપજો,
રાખજો રાડું આ શરીર સારું;
આપજો આપજો, સારી મતિ આપજો,
જેથી હું કામ ન કરું નઠારું ૨
આપજો આપજો, સદ્‌ગુણો આપજો;
આપજો વળી બહુ શુભ વિચારો;
આપજો આપજો આપની ભક્તિને;
આપજો વળી મને સંગ સારો. ૩
આપજો આપજો મીઠી વાણી મને,
રાખજો મારું મન ખૂબ રાજી;
સૌનું હું કામ કરું એવું બળ આપજો;
સૌની સેવા કરું જેથી ઝાઝી. ૪
સૌથી બહુ આપજો આપ પ્રભુની કૃપા,
જેથી મળશે મને જે હું માગું;
માગ્યું નથી સારું જે તેહ પણ આપજો,
એટલું બોલી હું પાય લાગું. ૫

—ઉપેન્દ્ર.

—•—

# ૨૦. સત્ય.



સાચ છે સજ્જનનો શણગાર;
સાચથી માનવ દેવ થનાર.

તુચ્છ દમ્ભનો લોભ ગણાયે, સત્યાગ્રહ કરતાં.
પાપ વૃત્તિનો નાશ થાય છે, સત્ય શરણ ગ્રહતાં—સાચ૦

સાચ છે ધર્મ તણો અવતાર;
સાચ છે પતિત રક્ષણહાર.

સત્ય વચનને કર્મ ત્યાગીને, અસત્યાચરણ કરતા.
આમ્રફળોને ત્યાગી, કડવા ઝેરી ફળ મળતાં.—સાચ૦

સાચ ત્યાં મ્હેર કરે કિરતાર;
સાચથી સ્વર્ગ સ્હેજ મળનાર.

સત્યપણાથી પ્રથમ વર્તતા, વિવિધ વિઘ્ન નડતાં;
પણ અંતે છે વિજય સત્યનો, કીર્તિ અમર વરતાં.—સાચ૦

સાચથી સુખદ થાય સંસાર;
સાચ ત્યાં વરતે જયજયકાર.

હરિશ્ચન્દ્ર સમ સતીમા જનને, કોટિ કષ્ટ સાંપડતા;
ધન્યવાદ લાખો છે તેને, અટળ વિશ્વમાં રહેતાં.—સાચ૦

'નટવરશ્યામ'



## ૨૧. શીખ.

( ત્રોટક. )

શીખ આ હિતકારી દીલે ધરજો,
શિશુ! શીલ તણા શણગાર સજો,
મનના તનના બલવંત હજો,
પ્રિયબાલક! સત્ય સદા વદજો. ૧

મીઠી કોકિલવાણી મુખે ભણજો,
સહુમાંથી સુધારસને છણજો;
ગુણ ચાતુરી ચંચળ થૈ ચણજો,
પ્રિયબાલક! સત્ય સદા વદજો. ૨

બની બાંધવ સંપ સહુ સજજો,
મત ભેદ પરસ્પરના તજજો;
પિતુમાત ગુરૂ ચરણે નમજો,
પ્રિય બાલક! સત્ય સદા વદજો. ૩

દુઃખી દીન પ્રતિ કરૂણા ધરજો,
પ્રભુ ભક્તિ ભલી ઉરમાં ભરજો;
જગના હિતમાં ચિત ચેતવજો,
પ્રિય બાલક! સત્ય સદા વદજો. ૪

ચંદ્રકાન્ત સંગળજી ઓઝા.



# ૨૨. અડપલો જીવો.

એક અટકાળો છોકરો, જીવો જેનું નામ;
અતિશે કરતો અડપલાં, જઇ બેસે જે ઠામ.
કાગળ કે લેખણ છરી, જે જે વસ્તુ જોય;
ઝાલે ઝુમી ઝડપથી, હીરા જેવી હોય.
ના ના કહી માને નહિ, કહ્યું ન ધારે કાન,
એને પણ દિન એકમાં, સર્વ વળી ગઇ સાન.
ડોશી ચશ્માં ડાબલી, મેલી ચડીયાં માળ;
અતિ આનંદે અડપલે, તે લીધાં તત્કાળ.
ચશ્માં નાક ચડાવીયાં, ખાડાળાં તે ખૂબ;
ડાબલી લીધી દેખવા, ધારીને પગ ધૂબ.
ઢીલું ન હતું ઢાંકણું, જબર કીધું જોર,
ઉઘાડતાં તે ઉછળ્યું, કીધો શોર બકોર.
આખા મ્હોં ઉપર ઉડી, તેમાંથી તપખીર;
ફા ફા મારે ફાફડો, ધારી ન શક્યો ધીર.
ચશ્માં નાખ્યાં ચોકમાં, છીં છીં છીંકો ખાય;
ચાક્યો તે ચૂ ચૂ કરી, જીવો રોતો જાય,
ચોળે ત્યાં તો ચોગણો, આખે અંપો ધામ,
ડોસે દીઠો દીકરો ચશ્માં નાખ ચૂરાય.
ડોસે ડંગો દઇ કહ્યું, કમણુ ને થઇ હાણ,
લાડકડાએ લાજનો, જીવા હું તું જાણ.
ચશ્માં તો વસ્યાં થયાં, ડબીએ વાળ્યો દાટ,
જીવે ફરીને જીવન:, પડયો ન એવો પાટ.

દલપતરામ.

# જાણવા જેવું.

## વણકર વિદ્યાર્થી આશ્રમ ( અમદાવાદ )

આ સંસ્થા એક વણકરભાઇ ઘણા ઉમંગથી ને કાળજીથી ચલાવે છે. બાળકો ભણવા સાથે વણકરના ધંધાને લાયક થાય એવા પ્રકારનું શિક્ષણ ઘણી કાળજીપૂર્વક અપાય છે તેની વ્યવસ્થાને કામ જોઇ ધન્ય ઉદ્‌ગાર સહેજે થાય.

## કિન્ડરગાર્ટન શાળા ( વડોદરા )

સેન્ટ્રલ લાયબ્રેરીની સામેજ આવેલી એક શાળા જોવાનો લાભ ભાઇ મજમુદારે આપ્યો. જોઇ આનંદ થયો. ગુજરાતમાં આદર્શ કેળવણી ને તેમાં પ્રાથમિક કેળવણી સ્ત્રીઓ મારફત અપાય એ જ લાભદાયી છે. લાયબ્રેરી સંસ્થાતો હિંદુસ્થાનમાં એક આદર્શ છે, તે દરેક બાળક જ્યારે વડોદરા જવાનો લાભ મળે ત્યારે જોવા ચૂકે નહિ

## વિદ્યાર્થી યુવક મિત્રમંડળ ( ભરૂચ )

આ સંસ્થામાં કામ કરનારા વિદ્યાર્થીઓમાંથી તાજા જ યુવકો થયેલાં છે. તેમણે વિદ્યાર્થી અવસ્થામાં જ શરૂ કરેલી આ સંસ્થા ગુજરાતના વિદ્યાર્થીની સેવાનો એક નમુનો છે. વ્યવસ્થા અને તેમાં આવતા તમામ પત્રો જોઇ આનંદ ઉપજે ને એવી સંસ્થાને સ્થાનિક ઉત્તેજન મળે તો ઘણું સારૂં.

## વૈદિક આશ્રમ ( આડેસર )

શ્રી ઉત્તમરામ મહારાજ બ્રાહ્મણના ૪-૫ બાળકોને સંસ્કૃત શિક્ષણ આપી કેળવવાનું કામ કરે છે. એ જ પ્રમાણે બીજા સેવાના અભિલાષીઓ બાળકોને કેળવવાનું કામ કરે તો એક કરતા અનેકની સેવા થોડા સમયમાં ઘણી થઈ શકે. મહારાજશ્રીને ધન્યવાદ !! શ્રીમંતો તેમને મદદ કરશેજ

## તીથલ ( વલસાડ પાસે )

આ સ્થળ જોઈ ત્યાજ નિવાસ કરવાનું હરેકને મન થઈ જાય. ત્યાના દરીઆનો દેખાવ, તો કુદરતી આનંદનું અનહદ ભાન કરાવે. દરીઆના કિનારા પર વહેતાં પાણીનાં સ્વચ્છ ઝરણોનો ઉપયોગ કરવાનું મન થઈ જાય તેવું છે. દરીઆની પાસે રહેનારા એવા ઝરણોનો ઉપયોગ મીઠા તરીકે; જુલાબની દવા તરીકે કરી શકે. મારૂં નીખાલસપણે માનવું છે કે દરીઆ તટે રહેનારા એવા પાણીનો ઉપયોગ કરવા હવે. અથવા તો કરવો જ જોઇએ. એ એક કુદરતી બક્ષિસ છે.

## હિન્દુ ઓર્ફેનેજ ( પરેલ )

ગુજરાતના હિન્દુ અનાથાશ્રમની જ માફક મુંબઇમાં આ સસ્થા અનાથોની નાથ છે ને અનાથોની કેળવણી, હુન્નર, ચારિત્ર વગેરેની ખીલવણીનું કામ કરે છે. વ્યવસ્થા અતિ ઉત્તમ પ્રકારની અને આદર્શ છે. બાળકો મુંબાઇ જાવ ત્યારે તે સસ્થા જોવા ચુકવા નહિ મુંબાઇનગરીના ધનિકો તેને મદદ કરતા આવ્યા છે ને કરશે.

## ગોગાલ કૃષ્ણ બ્રહ્મચર્યાશ્રમ ( સિદ્ધપુર )

આ સંસ્થા બ્રાહ્મણ બાળકોને વૈદિક, સંસ્કૃત જ્ઞાન આપવા સાથે ખપ પૂરતી વિદ્યા સંપાદન કરવાના કાર્યમાં અગત્યનો ફાળો આપે છે. તેમાં ૫૦ વિદ્યાર્થીઓ લાભ લે છે. પરંતુ હજી તેમાં વ્યવસ્થાપૂર્વક બાળકો કેળવાય અને તેમાં તૈયાર થયેલા બાળકો જગતની સેવા કરવામાં મંડે તો ગુજરાતને ઘણો લાભ ભવિષ્યમા થાય.

આ સંસ્થા તરફથી સાથે બ્રહ્મચારી નામનું માસિક નીકળે છે. તેનો લાભ હરેક ગુજરાતી પ્રજા લે, ને આશ્રમને મદદ કરે. સિદ્ધપુરમા આ એક જોવા જેવી સંસ્થા છે. ને તેનાં દર્શન લેવા ચુકવુ નહિ .

## સિદ્ધરાજનું જન્મસ્થાન ( પાલણપુર )

કેટલાક સ્થળો જોયાં, તેમા પાતાળેશ્વર મહાદેવ, જ્યાં સિદ્ધરાજનો જન્મ થયેલો. આ સ્થાન જોઇ બે ઘડી તે મહાન સોલંકીને યાદ કરી શકાય. પાલણપુરમા ફુલ જેવા કે ચંપો, મોગરો ને બકુલ ઘણાંજ ને સારા થાય છે. જેથી ત્યાં તેલ, અત્તર ઘણું ઉંચા મળે છે. નવાબ સાહેબ પોતાના આ રસીક સ્થાનમાં શિક્ષણ તરફ જો ધ્યાન આપે, તો અત્યારે જે પાલણપુર છે તે કરતાં સવિશેષ રસિકતા અને મનોહરતાવાળું જણાયા સિવાય નહિ રહે !

પાલણપુરના ધનાઢ્ય જૈનો પણ સાહિત્ય ને શિક્ષણના વિષયમા ખુબ કરી શકે.

૩

ડુંગર ઉપર દવ બળે નદી કરે પોકાર,
ચતુર હોય તે સમજે ને બીજા કરે વિચાર.

૪

નારી પણ નિર્બળ નહી કાળી પણ નહીં કોલ,
કરમાં વસે નહીં આપણી ઉત્તર એનો બોલ.

૫

સર સર કરતો સાપ જાય,
ને ગોળી જેવડું માથું થાય.

૬

પીળો મરઘો લીલી મૂછ,
ના આવડે તો માને પૂછ.

૭

કાકારે મેં કૌતક દીઠું,
બળ્યાં વગડામાં રમતું દીઠું;
ચાર છે પણ ચરતું નથી,
એ જનાવર મરતું નથી.

૮

કાળી ગાય તેડે ન્હાય,
રાત પડે ને હેરે જાય.

સંપાદકઃ–અંબેલાલ સવરામભાઈ દેસાઈ

❦

# બાળક કાર્યાલયે ભલામણ કરેલાં પુસ્તકો.

૯. બાળગીત સંગ્રહ ૦-૧૦-૦ ગા. બાપુભાઈ પૂંજાભાઈ શાહ. કઠોર.

૧૦. રમુજી બીજી સો વાતો ૧-૪-૦ રા. હરગોવિંદ દા. કાંટાવાળા. વડોદરા.

૧૧. બાળવાર્તા સંગ્રહ ભા. ૨ ૦-૬-૬ રા. ગિરજાશંકર બધેકા. ભાવનગર.

૧૨. મુકુલ ૦-૮-૦ યુગધર્મ કાર્યાલય અમદાવાદ.

## માસિકપત્રોનો સ્વીકાર.

અંકુર (જામનગર) ૨-૮-૦, શ્રી સુખદર્પણ (ભાવનગર) ૩-૮-૦; વિદ્યાજ્યોતિ (સુરત) ૩-૦-૦ જૈન માર્તંડ (મુંબાઈ) ૩-૦-૦ પ્રગતિ (સુરત); ભાવસાર શુભેચ્છક (અમદાવાદ); સમાજસેવા (ભરૂચ); કાયસ્થેન્દુ (મુંબાઈ); ક્ષત્રિય વીર (સુરત) બ્રહ્મચારી (સિદ્ધપુર) ૩-૦-૦; બુદ્ધિ પ્રકાશ (અમદાવાદ) ૧-૮-૦, શાળાપત્ર (અમદાવાદ) ૧-૦-૦ ગ્રામમિત્ર (ભરૂચ), સ્વદેશ-બંગાળી (કલકત્તા) પ્રબોધ (અમદાવાદ) જગતજીવન (અમદાવાદ) મજુર (અમદાવાદ) સુન્દરી સુબોધ (અમદાવાદ) [illegible] મિત્ર (અમદાવાદ) સાહિત્ય ) (વડોદરા ) પંચમહાલ (ગોધરા)-વગેરે.

તંત્રી.



# પ્રાણીઓની બોલી

ॐ

કબુતર ઘૂ ઘૂ કરે છે.
કાગડો કા કા કરે છે
કાબર કલબલ કલબલ કરે છે
ચકલી ચકચક કરે છે.
કોયલ કુઉ કુઉ કરે છે.
ટીટોડી ટીટી ટીટી કરે છે.
પોપટ પઢે છે.
બપૈયો પિયુપિયુ કરે છે
મોર મેઆઓ મેઆઓ કરે છે.
હોલો ઘુઘુઘુ કરે છે.
દેડકો ડરાઉ ડરાઉં કરે છે.
ઉંદર ચુ ચુ કરે છે.
સાપ ફુંફાડા મારે છે.
બિલાડી મિંયાઉ મિંયાઉ કરે છે.
કુતરો ભસે છે.
બકરી બેં બેં કરે છે.
ગાય ભાંભરે છે.
ભેંસ ભ્રુકે છે.
ગધેડુ ભૂંકે છે.
ઘોડો હણહણે છે
સિંહ ગર્જે છે
ઊંટ ગાંગરે છે

ગિજુભાઈ

# સાપ ગયાને લીસોટા રહ્યા.

( ઉપવીત )



આજે હર્ષદ પરોઢીયે પાચ વાગે ઉઠી, શૌચાદિ ક્રિયાઓથી પરવારી, સૂર્યોદય પહેલાજ નાહી ધોઇ શુદ્ધ થયો હતો. તેનો આનંદ જાણે હૃદયમા માતો ન હોય તેમ તેના હાસ્યદ્વારા વારંવાર બહાર આવતો હતો. ' ઠરાવેલી મુદતે ફી ન ભરવાથી જેમ વિદ્યાર્થીઓ પાસેથી દંડ સાથે ફી વસુલ કરવામા આવે છે ' તેમ યોગ્ય અવસરે ન થઈ શકેલા નામ કરણાદિ સંસ્કારો દંડ તરીકે વધુ દક્ષિણા મુકાવી; ગઇ કાલેજ ગોરદેવે સમાપ્ત કર્યા હતા. ઉપવીત પણ ભારે ધામધુમથી દેવાઇ ગયું હતું. આજે સમાવર્તનનો એટલે લોક ભાષામા બોલીએ તો બડવો વળાવવાનો સંસ્કાર નવ વાગ્યા પછી આટોપી લેવાનો હતો.

આપણે હિંદુ લોકો ધર્મને જીવનમા ઘણું ઉચું સ્થાન આપતા આવ્યા છીએ; આપણા વ્યવહારની કોઈ પણ ક્રિયા એવી નહિ હોય કે જેમા કોઇપણ પ્રકારના ધાર્મિક વિધિ વિધાનને સ્થાન ન હોય. જન્મથી આરંભી મૃત્યુ પર્યંત દરેકને સોળ સંસ્કારો મારફત તનમનની શુદ્ધિ મેળવવાની હોય છે. દરેક વિધિનો મૂળ ઉદ્દેશ મનુષ્યના મનને આરસી જેવું સ્વચ્છ બનાવી, તેમા ધર્મ અને પવિત્રતાની છાપ પાડવાનો હોય છે. પરંતુ આજકાલ આપણે મૂળ આશાને વિસારે મૂકી બહારની ધામધૂમ રૂપ૦ નિરોપ લક્ષ

આપતા થયા છીએ. ભક્ત કવિ નરસિંહ મહેતાના શબ્દોમા કહીએ તો ' વાદુલા મેલી તુષને વળગી રહીએ છીએ ' ને એમ ઠાલા થોથાથી મૂળ સાચવવાનો મિથ્યા પ્રયાસ કરી ઉપહાસને પાત્ર થઇએ છીએ.

આપણા હર્ષદની બાબતમાં પણ ગૃહસ્થ સમયના વિનાજ ગીતોના હર્ષનાદ અને વાજાંના ગડગડાટ વચ્ચે ઉપવીત સુધીના બધા સંસ્કાર તો સમાપ્ત થયા; રહ્યું આજનો સમાવર્તનનો વિધિ તો દરેક સહૃદયને હિંદુ સમાજની પડતીની પગકાપડા સૂચવનારો થઇ પડશે એમાં બીલકુલ સંશય નથી.

નવ વાગે બડવો વગાડવાનો હોવાથી સઘળા મહેમાનોને તે પહેલાજ હાજર થવા વિનતિ કરવામાં આવી હતી. હર્ષદના પિતા પ્રમોદરાય પોતાને એક ચુસ્ત અસહકારી ગણાવે છે. સ્વદેશી ચળવળ પ્રત્યે એમને અગાધ પ્રેમ છે; અને ખાદીથીજ હિંદુસ્તાનની ગરીબાઇ નાબુદ કરી શકાશે; તથા ખેડુતોની સ્થિતિ સુધરશે એવી એમની ચોક્કસ માન્યતા છે તેથી સમારંભ વખતે દરેક મહેમાનને શુદ્ધ ખાદીના પોષાકમાં પધારવા વિનતિ કરવામાં આવી હતી. હર્ષદે પણ નખથી શિખ સુધી બગલાની પાંખ જેવી ધોએલી શુભ્ર ખાદીના વસ્ત્રો પરિધાન કર્યા હતા. પુરૂષ વર્ગમા પણ દેશ દાઝે તો કેટલાક લોક લાજને લીધે સ્વદેશી વસ્ત્રો પહેરી હાજર થયા હતા; પરંતુ હિંદુ ધર્મના અને આચાર વિચારોના પહેરગીર મનાતી લલનાઓ તો જાણે હજી પોતાની અને દેશની પતિત દશાનો પુરેપુરો ખ્યાલ

ન આવ્યો હોય તેમ બારીક અને નવરંગી ફેન્સી વસ્ત્રો પહેરી મહાલતી હતી, અને દેશદાઝથી ઉશ્કેરાઈ જતા હૃદયવાળી કોઈ આર્ય લલનાની ખાદીની સાદી સાડી જોઈ પોતાનો અણગમો નાક ફૂલાવી પ્રદર્શિત કરતી હતી.

બરાબર સાડાનવ વાગે વાજતે ગાજતે બધા ગોરાને પહેરે આવી પહોંચ્યા. પૂજા વિધિ પરિપૂર્ણ થયા પછી હર્ષદ ગુરુને ઘેર જવા તૈયાર થયો પરંતુ ગુરુકુલમાં બ્રહ્મચર્ય પાળી વિદ્યા સંપાદન કરવાના અયોગ્ય કામમાંથી પાછો વાળવા માટેજ જાણે પરોપકાર બુદ્ધિથી પધાર્યા હોય તેવા હર્ષદના મામા મથુરદાસ પોતાનો રેશમી દુપટ્ટો કેડે બાંધી, એક નાસી જતા ચોરને પકડવા કોઈ સિપાઇ કટિબદ્ધ થાય તેમ તૈયાર થયા.

પ્રાચીન કાળમાં ઉપવીત આપ્યા પછી દરેક દ્વિજ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય બાળકને ગુરુને ત્યાં અભ્યાસ માટે મોકલતા. ત્યાં તે યથાશક્તિ આઠ, બાર, ચોવીસ, કે અડતાલીશ વર્ષ સુધી રહી, એકાગ્રચિત્તે શાસ્ત્રોનું સાંગોપાંગ અવલોકન કરતો. ભિક્ષા માગી લાવી તેમાંથી પોતાનો અને ગુરુનો નિર્વાહ ચલાવતો, આહાર વિહારના બધા નિયમો તેને સંપૂર્ણ રીતે પાળવા પડતા; અને તેથી પોતાના મન અને ઇંદ્રિયોને સંયમમાં રાખવાનું પુરતું આ ભ્યાસબળ તે કેળવતો. મન, વચન, કર્મથી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળી પોતાના શરીરને વજ્ર જેવું દૃઢ બનાવતો; અને શ્રવણ, મનન, અને નિદિધ્યાસ દ્વારા હૃદય તથા બુદ્ધિને યોગ્ય પ્રમાણમાં ખીલવી, આત્મા પરમાત્માની એકતાનું જ્ઞાન પામી; પોતાનો અમૂલ્ય મનુષ્ય જન્મ સફળ કરતો.

આ પ્રાચીન પ્રણાલિનાં હાલ તો સ્વપ્ન આવવાં પણ દુષ્કર થઇ ગયાં છે આપણી આશ્રમ વ્યવસ્થા તુટી ગઇ છે; વર્ણવ્યવસ્થાનો પાયો ડગમગી ગયો છે. બધી પ્રાચીન સંસ્થાઓ અત્યારે છેક ખોખા થઇ પડી છે. બ્રહ્મચર્યાશ્રમ કે જે જીવન રૂપી ઇમારતનો પાયો છે; સર્વ આશ્રમોનો આધાર છે, ચિરંતાની ખાણ છે; જ્ઞાનનો ભંડાર છે; અને સ્વર્ગની સીડી છે, તેનો આપણા સમાજમાંથી સમૂળગો ઉચ્છેદ થઇ ગયો છે. અને 'જે પ્રજા બ્રહ્મચર્યનું મહાત્મ્ય વિસરી જાય તે પ્રતિદિન વિનાશના ખાડામાં વધુને વધુ ડુબતી જાય એમાં સંશય પણ શો હોઇ શકે ! ' એવી પ્રજા નિર્માલ્ય શરીરવાળી; નિસ્તેજ અને નિષ્પ્રાણ બને એ તેનાં કરેલા કાર્યનું ફળ માત્ર જ છે. કર્મનો કાયદો અચળ છે છે.' વાવે તેવું લણે ને કરે તેવું પામે. '' જેવી કરણી તેવી પાર ઉતરણી.'

પચ પચીસ રૂપીઆની લાલચ આપી ચ્યવનરાય હર્ષદને ઘેર ગનાવી લાગ્યા. ગુરૂ ગુરૂને ત્યાં રહ્યા ને હર્ષદલાઇ માર્ગમાંજ ગુરૂ કુલવાસ પુરો કરી, લગ્નને માટે લાયક કરી પાછા આવ્યા. બે ચાર માસમાંજ કોઇ સારા ઘરની કન્યા સાથે હર્ષદને લગ્ન ગાંઠથી જોડવામાં આવ્યો ને; મનને પુરતા ખીલવવાની તક મળવા પહેલાંજ, કુમળી અવસ્થામાં બે આશ્રમનો બોજો પોતાના વહાલા પુત્ર ઉપર લાદવાનું પ્રમોદરાય જેવા શિક્ષિત ગણાતા ગૃહસ્થને પણ અનુચિત ન લાગ્યું ! ધન્ય છે કાળ ! તારી બલિહારીને !

ગમગીન—

# "અસંતોષી ગધેડો"



એક માળી ને ત્યાં એક ગધેડો હતો. માળી દરરોજ સવારમાં બાગમાંથી વેંગણ ઉતારી, ગધેડાની પીઠ પર નાખી, બજારમાં લઈ જતો, અને ત્યાંથી આવી તેને છુટો ચરવા છોડી દેતો. આવું નજીવું કામ પણ ગધેડાને ભારે લાગતું, તેથી તે હંમેશ ઈશ્વરની પ્રાર્થના કરતો કે 'મને કોઈ બીજે ઠેકાણે મોકલો' આખરે ઈશ્વરે તેની ભક્તિ ધ્યાનમાં લીધી.

એક પત્થરના વેપારીએ આ ગધેડો માળી પાસેથી ખરીદી લીધો. આ નવા શેઠને ત્યાંનો ભાર ઉંચકતાં તે પહેલે દિવસેજ કંટાળી ગયો. તેણે ફરીથી પરમેશ્વર પાસે બીજી જગ્યાની માંગણી કરી. હવે તેને લોખંડની ખાણમાં જગ્યા મળી. અહીંનું કામ જોતાં જ તે થરથરી ગયો અને પરમેશ્વરને કાલાવાલા કરી કહેવા લાગ્યો 'હે પ્રભુ! મને મારી અસલ જગ્યાએજ પાછો મોકલી આપવાની મહેરબાની કર'

બાળકો! જે માણસ સંતોષ નથી રાખતો તેની દશા ગધેડાના જેવી જ થાય છે. આપણામાં કહેવત છે કે 'સંતોષી નર સદા સુખી' માટે હંમેશ આપણને જે મળતું હોય તેમાંજ સંતોષ રાખવો. વધુ મેળવવાની આશામાં અસંતોષી પોતાની પાસે હોય તે પણ ગુમાવી દે છે.

ડૉ. મોહનલાલ પાઠક.



# શું કંજુસનું ધન કાંકરા ?



રામપુર ગામમા ખરે બપોરે એક ચૌદ વર્ષની બાળાની પથારી પાસે એક વીસ વર્ષનો તરૂણ જુવાન બેઠો બેઠો નિસાસા નાખી રહ્યો હતો. બપોરનો વખત હતો, અને ઉન્હાળાનો દહાડો, એટલે જે ભયાનક તાપ પડતો હતો તેનું વર્ણન થઈ શકે એમ નહોતું. આ ગામમાં સૌથી મોટો ત્રાસ એ હતો કે પાણી બિલકુલ મળી શકતું નહોતું. માડમાડ વહેલે મળસ્કે ગામના પાદરે આવેલા કુવામા ખુબ મહેનત કરે ત્યારે અર્ધો ઘડો પાણી મળતું અને એટલા પાણીને માટે પણ ભારે તકરાર થાય ત્યારે માડમાંડ પાણી આવે.

જે બાળા પથારીમા પડી હતી તેને કોગળીયાનો [ કૉલેરાનો ] ભયકર રોગ લાગુ પડેલો હતો અને સવારમાં તેની સારવાર કરવાને રોકાઈ જવાથી તેની નજીક બેઠેલા તેના ભાઈને પાણી લેવા જવા બિલકુલ વખત ન મળ્યો. માડમાડ કાલાવાલા કરી ૨-૩ ઘેરથી ચાંગળું ચાંગળું પાણી ઉઘરાવી અર્ધો પ્યાલો પાણી તેણે એકઠું કરેલું હતું પણ કોગળીયાની મહામારીથી પીડાતા દરદીને પુષ્કળ પાણી જોઈએ છીએ એ વાત બાળકો જાણતા હોવા જોઈએ

છેવટે પાણી વગર તે જુવાનની બ્હેનનો ટળવળાટ કરતા કરતા પ્રાણ ગયો. આ દયાજનક દેખાવ જોઇ ભાઈની આંખમા આંસુની ધારા ચાલી. તેને આ બ્હેન વગર બીજું

કોઇ સગુંવ્હાલું નહોતું, એટલે સંસારમા તે એકલો પડયો. પોતાની બ્હેનના જીવને શાન્ત આપવા પાણી મેળવવાને તે પોતાનો જીવ આપવા તૈયાર હતો પણ જગતમા એવી ઘણી વસ્તુઓ છે કે 'જે પૈસાથી પણ અમુક સંજોગોમા મેળવી શકાતી નથી.

પોતાની બ્હેનને અગ્નિદાહ કરી જરૂરી ઉત્તરક્રિયાઓ કરી તે જુવાન એક પરદેશીની નોકરીમા આફ્રિકા ચાલ્યો ગયો.

* * * *

આશરે ૪૦ વર્ષ એ વાતને વીતી ગયા. રામપુરમા છેલ્લા ૧-૨ મહિનાથી એક ડોસો આવ્યો છે એ ડોસો તેજ ઉપરની છોકરીનો ભાઇ. ૪૦ વર્ષ રહીને તે આજે પોતાનું જૂનું ઘરં ઉઘાડી તેમા એકલો રહેવા લાગ્યો છે. લોકો કહેતા કે તેની પાસે એટલું નાણુ છે કે તેનો સુમાર નથી. આમ છતા તે હલકામાં હલકો ખોરાક ખાતો અને તદ્દન ચીથરે હાલ સ્થિતિમાં રહેતો. તેને આગણે એક કોડીયાનું પણ દાન નહોતું થતું ધર્માદામા એક કોડી પણ તેણે કોઇને આપી હોય એમ કોઇને યાદ નહોતુ. આખાય ગામમાં તે 'કંજુસ કાકો' નામે ઓળખાતો. જરૂરના પ્રસંગે તે બહાર નીકળતો ત્યારે ગામના છોકરા તેને 'કંજુસ કાકા" કહીને ચીડવતા. તેની પાછળ ધૂળ ને કાકરા ઉછાળતા, અને ડોસાને તે કદાચ વાગતા પણ ખરા. ડોસો કદી છોકરાપર કે કોઇ ઉપર પણ ગુસ્સે નહોતો થતો. જે અપમાન તેનું થતું તે, તે મુગે મ્હોએ સહી લેતો.

બીજા ૮ થી ૧૦ વર્ષ એમને એમ વીતી ગયા. હજુ રામપુરમાં પાણીની ભયંકર વિટમ્બણા જોઇને જોઇ જ

હતી. આખરે એક દિવસે પેલો ડોસો ઓચિંતો મરણ પામ્યો. ગામમાં કોઈએ એની દયા ન ખાધી. એક 'મખ્ખી ચુસ મરી ગયો તો ઓછો થયો' એમ લોકે માન્યું. ડોસાના તેરમાની ક્રિયા મુંબઈથી ડોસાના વકીલે આવીને કરી. બીજે દિવસે ગામલોકને એકઠા કરી વકીલે ડોસાનું વીલ [મૃત્યુપત્ર] વાંચી સંભળાવ્યું. પચાસ વર્ષની અતિશય સખત મહેનત કરી પોતાની બુદ્ધિબળે ને પ્રમાણિકતાએ ડોસાએ આશરે દોઢ લાખની પૂંજી એકઠી કરી હતી અને તે તમામ તેણે રામપુર ગામમાં પાણીની ટાંકીઓ [વૉટર વર્ક્સ] કરવા માટે ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થોની એક સમિતિ નીમી સરકારને સોંપવા ફરમાવ્યું હતું.



ઉપરની વાતને ૧ વર્ષ વીતી ગયું છે. આજે રામપુર ગામની સ્ત્રીઓના અંતરમાંથી એ ભલા ડોસાના નામ ઉપર આશિર્વાદના વરસાદ વરસે છે. ગામનાં છોકરા ડોસાના કરેલા અપમાન માટે આંખમાંથી આંસુ સારે છે ગામલોકના હૈયા ડોસાની મહાન્ ઉદારતાના કામને લઈને રોજ ભરાઈ આવે છે. ચાંગળા પાણી માટે ટળવળતા રામપુર ગામના લોકો પેટભરી સુખેથી પાણી જોઈએ એટલું વાપરે છે કંજુસનું ધન કાંકરા નહિ એ આ ભલા ડોસાએ પોતાના ઉદાર કામથી એકવાર તો ખોટું પાડી બતાવ્યું છે. 'ઉદારતા ને દાનવીરતાનો ઇજારો શ્રીમંતોએ જ નથી રાખ્યો.' તે માટે હૃદય ઉદાર જોઈએ છીએ. એકલી શ્રીમંતાઈ નથી કામ આવતી હજારો શ્રીમંતો કુક્કર, ભૂંડ કે ગધેડાની માફક પોતાનું હોજરૂં ભરતા હશે. આવા દાનવીર કોઈક જ નીકળે છે

રમણલાલ નાનાલાલ શાહ.

# ચિતારો



મુંબાઇના એક શેઠને નોકર રાખવો હતો. તપાસ કરતા એક ચાલાક અને અક્કલવાળો નોકર હાથ લાગ્યો! શેઠની હજુર આવતા વેંત શેઠે પૂછપરછ કરવા માંડી.

શેઠ—"અલ્યા! તારૂં નામ શું? તું મારે ત્યાં શું કામ કરશે, ને દરેક કામ તને બરાબર ફાવશે કે? પગાર શો લેશે?"

ચિતારો—"સાહેબ, મારૂં નામ જેઠો ચિતારો. જાતનો કુંભાર. કામ તમારાં તમામ કરીશ. ઘરનું કામ ને બહારનું કામ, દુકાનનું કામ ને દેશાવરનું કામ, પગાર રોકડા રૂપીઆ, શેઠ મુંઝાતા નહિ. મહિને નહિ, વર્ષે. વળી કામ તો એવાં કરીશ કે તમને મારા વિના ચાલેજ નહિ. ને જીંદગીભર સંભાર્યા કરો."

શેઠ—"વાહરે વાહ જેઠા, તું તો ચિતારો ને વળી કુંભાર. મારૂં ઘર તારા વડે ઉજળું થઇ જશે. જા તારો મેં રાખ્યો પગાર આપીશ પછી! તું ચિતારો તો ખરો, પણ કઇ ચિત્ર આવડે છે, અને કેવાં દોરી બતાવશે!

ચિતારો—હા, એક ઘડીમાં એકસો કાઢું. હું તો શું પણ મારી ધણિયાણી, ને મારી બે લાડકી બાળકીઓ પણ ચિતરી કાઢે.

શેઠ—ત્યારે કાઢી બતાવ જોય. "તારી બાયડી ને બાળકીઓ." ચિતારાએ થોડીવારમા એક ફક્કડરૂપી બાયડી

ને તેની બાજુમાં બે બિલાડીનાં બચ્ચાં ચિતરી નાખ્યાં. પછી એ કહ્યો, જુઓ શેઠ, આ મારી વહુ ને તેનાં બચ્ચાં!!

અરે! ગાંડા, તારી વહુ તો માણસ છે ને આ તો બિલાડીઓ છે, ખરાં તારાં બાળકો! ચાલ, મારા ઘરનાં બાળકોને તું બહુ આનંદ આપશે ચિતારા, હવે છેવટ એક તીતીઘોડાનું ચિત્ર કાઢી બતાવી, પછી ઘરના કામે લાગ.

ચિતારાએ ચાક હાથમાં લઇ રંગેલી ભીંત ઉપર એક ચકલી, ને એક ઘોડો ચિતર્યો ને કહ્યું, જુઓ. આ તીતી એટલે ચકલી, ને આ ઘોડો. બરાબર છે ને! શેઠ, ઇનામ આપશો ખરા કે? શેઠ તો મનમાં ખુબ હસ્યા. અરે મૂર્ખ! શાનું ઇનામ? તેં તો તીતીઘોડાને બદલે ચકલી, ને ઘોડો કાઢ્યો. વાહ તારી અક્કલને! જા હવે કામે લાગ. જોજે, કામ સારું ને સંભાળીને કરજે હો!

૨

થોડા દહાડા વિત્યા, ચિતારો તો ઘરનો એક દીવો થઇ પડયો. એના વિના ઘરમાં અંધારૂં લાગત. તે જરી બહાર જતો, તો ઘરનાં છોકરાં સુના થઇ જતાં. તેણે પોતાની બુદ્ધિ ને હોશિયારીથી છોકરાંને એવા તો હસાવી મૂક્યાં કે છોકરાંને તેના વિના ગમે જ નહિ. તેનો દેખાવ પણ હસવા જેવો, વાતો પણ હસવા જેવી, વેશ પણ એવો જ

એક દહાડો શેઠ પૂજામાં બેઠા હતા. શેઠાણી બહાર બેઠાં બેઠાં ગીતા વાંચતાં હતાં. શેઠે ચિતારાને કહ્યું જેઠા, જા બાઇ પાસેથી ગીતા લાવ.

આપણા ચિતારાભાઇ તો બહાર જઇ એક રડું જેવું મોઢું કરી રોતા આવ્યા. ને શેઠ પાસે જોરથી ઠેંક્યું.

શેઠ તો આભાજ બની ગયા. અને ગર્જી ઉઠયા. અરે મૂર્ખ! ગીતા માગી હતી કે પેટું! અક્કલનો બમાર. જો હવે એવી ભૂલ કરી તો નોકરીમાંથી રજા આપીશ સમજ્યો!

ચિનાશા તો આ સાંભળી, વિલું મો બતાવતો, જાણે કંઇ લાગણી થઈ ના હોય તેમ "નારાયણ, નારાયણ" કરતો એક ખુણામાં ભરાઇ બેઠો.

શેઠ પૂજામાંથી છુટી, જમી પરવારી બેઠા હતા. તેવામાં હજામ આવી ચડયો. શેઠ હજામત કરાવવા ખુરશી પર



બેઠા. હજામ પાસે બેઠા. શેઠે ચિતારાને બોલાવી કહ્યું: જા ઘરમાંથી પાણી લાવ.

ચિતારો તો ઝડપથી ઘરમાં જઈ મોટી પાણીની દેગડી ઉંચકી લાવ્યો; ને શેઠ પાસે મૂકી ને બોલ્યો. શેઠ. હમણાં તો જમીને બેઠા છો, ને વળી નહાવું છે કે શું? ઉનાળાના અકળામણ થતી હશે!

શેઠનો મિજાજ હાથથી ગયો, ખૂબ ખીજાયા. પણ શું કરે? તડુકયા. અરે ગમાર, જોતો નથી, કે આ હજામ આવ્યો છે તે હજામત કરાવવા એક કપમા પાણી જોઈએ. દેગડી નહિ. પાછી લઈ જા.

ચિતારો દેગડી લઈ પાછી મૂકી આવ્યો, ને મોટું પીપ પરાણે પરાણે જોર કરી ઉંચકી, લાવતો હતો. શેઠે તે જોયું, ને ગભરાઈ ઊઠયા: અરે પાગલ! પીપ નહિ. કપ—એટલે પ્યાલું!

ચિતારો તો સડક થઈ ગયો. એક શબ્દ ચૂં કે ચા કરી શકયો નહિ. શેઠનો પિત્તો ઉછળી શાન્ત પડયો. ઘરનાં તમામ હસવા લાગ્યા. પેલાને તો કંઈ લાગ્યું ન હોય તેમ, લાંબો થઈ પગ પર પગ ચઢાવી સૂતો.

શેઠ હજામત કરાવી ઊઠયા. ને એક પાસે બેઠેલા મિત્રને કહેવા લાગ્યા. જોયું ભાઈ! આ આપણા ચિતારાનાં પરાક્રમ. દરેક કામમાં ચિતારો બની ચિતરવા બેસે છે; પણ વિચારતો નથી. કે માથામાં બે દાણાય અક્કલ છે કે નહિ? જૂઓને, આ દિવાલ બધી બગાડી મૂકી છે!

ચકદા. હવે મારૂં અને ઑફીસનું કામ તારે કરવું, ને એને ઘરનાં બીજાં નજીવાં કામમા રોકવો. જોઈ ચિતારાની ચતુરાઈ ને ગમ્મત?

ભીખાભાઈ વ્યાસ.

# ઉંદર બાળા.

એક વખતે એક ઋષિ નદિને કિનારે બેસીને તપ કરતા હતા. આ વખતે એક સમડી એક ઉંદરડી લઈને આકાશમાં ઉડતી જતી હતી. એવામાં સમડીની ચાંચમાંથી તે ઉંદરડી પડી ગઇ. આથી ઋષિને દયા આવી, તેથી તેણે તેને ઉંચકી લીધી. પછી તેને કપડું વીંટાળી પોતાના આશ્રમ તરફ આવ્યો, જતાં જતાં વિચાર થયો કે ઉંદરડી એ હું આશ્રમમાં લઇ જઈશ તો ત્યાંના બીજા લોકોને ગમશે નહિ.

માટે લાવ આ ઉંદરડીની એક નાની સુંદર છોકરી બનાવી દઉં. આ વિચારથી તેણે પોતાના તપના બળે ઉંદરડીની એક સુંદર છોકરી બનાવી દીધી, ને તે લઇને પોતાના આશ્રમ તરફ આવ્યો.

ઋષિએ આશ્રમમાં આવી એક શિષ્યને બોલાવીને કહ્યું "હે આ છોકરીને તું તારી પોતાની દિકરીની પેઠે સાચવી ખવડાવી પીવડાવીને મોટી કર." આ વાત શિષ્યે કબુલ કરીને તે પોતે પોતાની સ્ત્રી પાસે ગયો ને કહ્યું. "હે આને આપણી છોકરી બરાબર રાખજે.',

છોકરી દિવસે દિવસે મોટી થવા લાગી અને લગભગ પરણવા જેવી થઇ આથી ઋષિએ વિચાર્યું કે આપણે આને પરણાવવી જોઇએ માટે આને લાયક વર શોધવો જોઇએ.

ઋષિએ છોકરીને પુછ્યું કે "તારે પરણવું છે? છોકરી બોલી "હું ક્યારે પરણું કે મારી બરાબર જે કોઈ મળે તેને જ હું પરણું."

આ શબ્દો સાંભળતા ઋષિએ વિચાર્યું કે સૂર્ય સિવાય એને કોઇ પરણે એમ નથી. ઋષિ સૂર્ય પાસે ગયા ને સૂર્યને કહ્યું "તમે મારી કુવરીને નહિ પરણો ?"

સૂર્યે ના પાડી ને કહ્યું કે મારા કરતાં વાદળું બહુ જોરાવર છે, કારણ કે તે મને પણ ઢાંકી દે છે. માટે તમે તેને પરણાવો." આથી ઋષિ વાદળા પાસે ગયા ને કહ્યું "તમે મારી બાળાને નહિ પરણો ?"

વાદળાએ કહ્યુ 'ના,' કારણ કે "મારા કરતાં પવન વધારે જોરાવર છે માટે તમે પવન સાથે પરણાવો." આથી ઋષિ પવન પાસે ગયા ને કહ્યુ "હે! પવન તમે મારી સુંદર કુવરીને નહિ પરણો ?"

પવને ના પાડીને કહ્યુ "મારા કરતાં ઉંચા પર્વતો પાસે જાઓ ને પુછો." ઋષિ પર્વત પાસે ગયા ને બે હાથ જોડીને વિનતિ કરી કે "હે! ભાઇ, હું આખી પૃથ્વી પર ફર્યો, પણ આ બાળાને પરણવાને લાયક કોઈ નથી. પણ મેં બધાને પુછયું ત્યારે છેવટે તમારૂં નામ આપ્યું છે."

આ સાંભળી પર્વતે કહ્યું "કે મારા કરતા તો ઉંદરો ઘણા બળવાન છે માટે તેમને તમે પુછો, કારણ કે તેઓ મારા શરીરને કાણાં કાણાં પાડી નાખે છે." આ સાંભળી ઋષિ બહુ ખિન્ન થયાને બોલ્યા: હે! બાળા તારા નસીબમાં તારે લાયક પૃથ્વી ઉપર એક પણ વર નથી.

આથી બાળા બોલી, હે! પિતાજી તમે મને જેવી રીતે ઉંદરની બાળા બનાવી તેવી રીતે બાળાની પાછી ઉંદરડી બનાવો ને ઉંદર સાથે મને પરણાવો" આ વિચારથી ઋષિ એ તેમને પરણાવ્યા અને તેઓ પોતાને ઘેર આનંદથી રહ્યાં, તેઓ પોતાનું જીવન ત્યાગીને પરલોકમાં જઈ વસ્યા.

કિરણ.

# માતાનું રત્ન.

માધવદાસને ત્યાં માતાજીની પૂજા ઘણી ધામધુમથી થતી. આ વર્ષે તેણે ઘણી મોટી તૈયારી કરી હતી. ગામના લોકો આ ઉત્સવ જોવા તેને ઘેર એકઠા થતા હતા. માધવદાસની પાડોશમા એક ગરીબ વિધવા રહેતી હતી. તેને એકજ પુત્ર હતો. તેનું નામ મધુ હતું. તે પણ માધવદાસને ઘેર એ ઉત્સવ જોવા માટે ગયો. ત્યા તેણે જે જોયું તેથી તેને ઘણી નવાઇ થઈ. ઘરને ઘણી સારી રીતે શણગારેલું હતું. પણ સોનાચાંદી અને હીરા રત્નને લીધે કોઇ વસ્તુ પર આંખ ઠરતી નહોતી.

મધુ નહાનો નહોતો, તે પોતાની દશા સમજવા લાગ્યો હતો. માધવદાસની સ્થિતિ જોઈ તેને પોતાના ઘરની ગરીબાઈ યાદ આવી. તેણે જોયું કે માધવદાસના ઘરની સઘળી સ્ત્રીઓ સારા સારાં કપડાં અને ઘરેણા પહેરી અહીંતહીં ધુમતી હતી, અને તેની માતા ? તે બિચારી હમણા જ પોતાના કામ ધંધામાથી છુટી થઇ રાંધવાની ફિકર કરતી હશે. મધુની આંખમા આંસુ ભરાઈ આવ્યાં. તેથી તેને ત્યાં ઉભું રહેવું ઠીક લાગતું નહોતું. તે ઉદાસ મુખે ઘેર આવ્યો. તેની માતા આ વખતે રસોડામાં હતી. તેણે મધુને ન જોયો. તે ઘણા વખત સુધી ત્યાં ઊભો રહ્યો પછી કંટાળીને નદી તરફ ગયો.

સાંજ પડી હતી. આકાશમાં સૂરજના કિરણોથી વાદળમાં સોનેરી રંગ પથરાઇ ગયો હતો. વિચાર કરતાં કરતાં મધુની નજર આકાશ તરફ ફરી. અરે! આકાશમાં કેટલુ સોનું છે! જો મધુ ત્યાં સુધી જઇ શકતો હોત તો તે ખુબ સોનું લઇ ઘેર આવત અને પછી તેની માતાને કાંઇ કામ કરવું ન પડત. તે સુખેથી સુખ રહેત. પણ ત્યા પહોંચવું ખરું અઘરું છે. પરમેશ્વરે આટલું બધું સોનું આકાશમાં શા માટે પાથર્યું હશે?

'મધુ.' પાછળથી કોઈએ બુમ પાડી.

મધુએ ચમકીને પાછળ જોયું તો માધવદાસ ઉભા હતા.

માધવદાસે તેને પૂછયું: "મધુ! તું આજ પૂજાના ઉત્સવમાં ગયો નથી?"

"ગયો હતો, પણ પાછો આવ્યો." મધુએ ધીમેથી જવાબ દીધો.

"કેમ તને તે જોવામાં મઝા ન પડી?"

"મઝા તો ઘણી પડી હતી; પણ એક વિચાર આવતાં મને ઘણું દુઃખ થયું. મને ત્યા બેસવું ગમ્યું નહિ. એટલે અહીં નદી તરફ આવ્યો." દુઃખી અવાજે મધુએ કહ્યું.

"એવું વળી શું હતું?" માધવદાસે આતુરતાથી જ પૂછયું.

મધુએ જે સત્ય હતું તે બધું કહ્યું. પોતાની ગરીબાઇની વાત પણ કહી.

"મારી પાસે આટલું બધું ધન છે, તે કરતાં પણ વધારે કિંમતી રત્ન તારી મા પાસે છે. મારું બધુ ધન તેની આગળ નકામું છે."

મધુ આશ્ચર્ય પામ્યો. તેણે કહ્યું "શું તમે સાચું કહો છો? જો મારી મા પાસે રત્ન હોય તે તે મને બતાવ્યા વગર રહે નહિ તમે જુઠું કહો છો."

"ના, મધુ! સાચે જ તારી મા પાસે ઘણું કિંમતી રત્ન છે. તેની કિંમત આંકવી એ અઘરૂં છે જો ખાત્રી ન થતી હોય તો તારી માને પૂછી આવ. હું અહીં ઉભો રહું છું." માધવદાસે કહ્યું

મધુ દોડતો દોડતો પોતાને ઘેર આવ્યો, તેણે બુમ પાડી, "મા! મા!"

તેની મા રસોડામા રાંધતી હતી. તે હાથ ધોઈ બહાર આવી. તેણે પૂછ્યું: "બેટા! શું છે?"

"માધુકાકા કહે છે કે તારી પાસે એક બહુ જ કિંમતી રત્ન છે તારી પાસે તે છે? મને તે અત્યાર સુધી બતાવ્યું કેમ નહિ? મને તે બતાવ, મારે તે જોવું છે." મધુએ કહ્યું.

"હા, બેટા! તે રત્ન મારી પાસે છે, અને બહુ કિંમતી છે. -આ રહ્યુ તે! તું જ મારૂ રત્ન છે મારા જીવનનો આધાર છે!" એમ કહી હાડપેલી માતાએ પોતાના પુત્રને છાતી સરસો ચાંપ્યો. તેની આંખમા પ્રેમના આંસુ હતા.

રમણીક હીરાલાલ મ્હેતા.



# ઘણા મિત્રોથી લાભ!



એક સસલું જંગલના બધાં પશુઓ સાથે દોસ્તી કરવાથી લાભ થશે, એમ સમજતું; ને મિત્રો ઘણા કર્યા હતા. એક દિવસ તેની પાછળ શિકારીઓ પડયા, તેનાથી બચવાને તેણે ઘણા ફાંફાં માર્યાં. એટલામાં એક ઘોડો આવી ચઢયો. સસલાએ ઘોડાને કહ્યું "ભાઈ, મને તારા પર બેસાડી દૂર લઈ જા." ઘોડો કહે—ભાઈ, તારી આ દશા જોઈ મને દિલગીરી થાય છે, તારા આટલા બધા દોસ્તમાંથી કોઈ બીજા પાસે જા, તે તને મદદ કરશે. સસલું દોડતું આગળ ગાલ્યું. બળદ રાજ્યો, તેને મદદ માટે કહ્યુ. તેણે જવાબ દીધો "મારે હાલ ઘણું કામ છે; પાછી કોઈ બીજી વખત કહેજે" પછી તે બકરા પાસે ગયું. બકરે ઉત્તર આપ્યો "મારી તબીયત સારી નથી, નહિ તો જરૂર મદદ કરત!" પછી વાંદરા પાસે ગયું; ત્યારે વાંદરો બોલ્યો. "ભાઈ, મોટા મોટા તારા વ્હાલેશરી હતા, તેમણે મદદ ના કરી, તે હું એક નાનું પ્રાણી શું કરી શકું? વળી જો તને મદદ કરૂં, તો તારા સદાના મુરબ્બીઓ મારા ઉપર તને મદદ કરવાના લાભમાં ગુસ્સે થાય." આવો સરસ જવાબ આપી, તે તો ચાલ્યો. એવામાં પાછળથી શિકારી આવી પહોંચ્યા, ને સસલાનો જીવ લીધો."

'બાળક,'



# ધ્રુવબાળ.



જૂના વખતમા ઉત્તાનપાદ નામે રાજા થઇ ગયો. તેને બે રાણીઓ હતી. સુનીતિ અને સુરુચિ. સુરુચિ રાજાની માનીતી હતી અને સુનીતિ અણગમણી હતી. સુનીતિને ધ્રુવ નામનો એક ન્હાનો છોકરો હતો. એક વખત સુરુચિના છોકરા ઉત્તમને ખોળામા લઇ રાજા રમાડતો હતો. ધ્રુવબાળ ત્યા જઇ ચઢયો; રાજાએ તેને બોલાવ્યો પણ નહીં. માનીતી રાણી સુરુચિએ ધ્રુવને કહ્યું, “ બેટા ધ્રુવ, તું પણ રાજાનો કુંવર છું; છતા મારે પેટે નથી જન્મ્યો. એટલે રાજાને ખોળે બેસવાનો તને હક નથી. તારી મા અભાગણી છે મારે પેટે જન્મ્યો હોત તો કેવું સારૂ ? ”

રાજા આ બધું સાભળી રહ્યો. ધ્રુવ, બાળક હતો છતા એને પોતાની માની શોકયના મ્હેણા સાભળી માઠું લાગ્યું. એને ઓછું આવ્યું. બિચારો બાળ રડતો રડતો મા પાસે ગયો. માએ છોકરાને છાતી સરસો ચાપ્યો. એનુ હૃદય ભરાઇ આવ્યું મહા મહેનતે આસુઓ ખાળી એણે કહ્યું બેટા ધ્રુવ, રડયે શું વળશે ? સુરુચિનું કહેવું ખરૂ છે. હું અભાગણી છું મારે પેટે તું જન્મ્યો છું. ઉત્તમના જેવું રાજાને ખોળે બેસવું હોય તો ભગવાન વિષ્ણુને શરણે જા. ભગવાન ઘણા દયાળુ છે. તારા જેવા સરળ હૃદયના

બાળકને એ નિરાશ નહી કરે ” થયું. ધ્રુવબાળને એટલો ઉપદેશ બસ હતો.

ઘર છોડી ધ્રુવ વનમાં ચાલ્યો. રસ્તામાં ભગવાનનું ભજન કરતા નારદજી મળ્યા ભગવાનની ભક્તિ કરવા વનમા જતા આ ન્હાના બાળકને જોઇ નારદજીને ઘણોજ આનંદ થયો બાળકના ગોઢાપર પ્રેમથી હાથ ફેરવી એની પરીક્ષા કરવાના વિચારથી નારદે કહ્યુ; “ ધ્રુવ, આ તારી ન્હાની ઉંમર ક્યા ને આ વૈરાગ્ય ક્યા ? તારૂ નાજુક શરીર ક્યા ને આ તપસ્યા માટે ઘર છોડી, વનમા નીકળવુ ક્યા ? આ ઘેલછા છોડી દે. નશીબમા હોય તોજ માણસને સુખ મળે છે નાહક શરીરને કષ્ટ આપ્યે શો ફાયદો ? માટે ઘેર જા. ” પણ ધ્રુવબાળ ડગ્યો નહી. નારદજીની પરીક્ષામા એ પાર ઉતર્યો, એણે હાથ જોડી કહ્યુ, ભગવાન, સૂર્ય ભગવાનની માફક આપ વીણા વગાડી લોકોનુ કલ્યાણ કરવા આખા જગત્મા ફરો છો. સુનિતિના વચનોથી મારૂં હૃદય વિંધાયું છે. માટે આજ સુધી કોઇએ પણ ન પ્રાપ્ત કર્યું હોય એવુ સ્થાન મને પ્રાપ્ત થાય એવો રસ્તો બતાવો હું તપ કરતો કરતો વનમા મરી જઇશ, પણ ભગવાનને પ્રસન્ન કર્યા વગર ઘેર પાછો જવાનો નથી. ધ્રુવનો નિશ્ચય જોઈ નારદજી પ્રસન્ન થયા અને બોલ્યા, બાળ, જમુનાજીને પવિત્ર કાઠે જા ત્યા, ત્યા ઘણા ઋષિયો તપ કરે છે એવું મધુવન છે. ત્યા રહે, અને ભગવાન વિષ્ણુનુ ધ્યાન ધર. ભગવાન શરીમના બેઠી ને નોધાણના આધાર છે એ તારાપર પ્રસન્ન થશે અને તારા કોડ પૂરા કરશે.

ધ્રુવ મધુવનમા ગયો. એક મનથી ભગવાનની ભક્તિ કરી આખરે ભગવાને એને દર્શન દીધાં અને એના પર પ્રસન્ન થઈ એને અચળપદ આપ્યું. ધ્રુવના આનંદની સીમા રહી નહી. એનુ મોઢું તેજથી દીપવા લાગ્યું. તે ઘેર આવ્યો. એના રીસાઈને ઘરમાથી ગયા પછી રાજાને પસ્તાવો થવા લાગ્યો હતો ધ્રુવને પાછો આવેલો જોઇ એને પણ હરખ થયો. સુનીતિના આનંદનું બ્યાન કોણ કરી શકે ? એ પ્રેમથી ધ્રુવને ભેટી પડી. એની આંખમાથી આનંદનાં આસુઓનુ પૂર વહેવા લાગ્યું. લોકોનાં ટોળેટોળા એને મળવા આવવા લાગ્યાં સુરુચિનું હ્રદય પણ પીગળ્યું એ પણ પોતાની કઠોર વાણી માટે પસ્તાવો કરી માફી માગવા લાગી બધે આનંદ આનંદ થઈ રહ્યો. રાજાએ સારો દહાડો જોવડાવી ધ્રુવને ગાદીએ બેસાડયો અને પોતે તપ કરવા વનમા ગયો. આમ ધ્રુવબાળે ઘણાં વરસ રાજ્ય કર્યું અને પછીથી સ્વર્ગમા ગયો. આજે પણ ધ્રુવનો તારો આકાશમાં રોજ પ્રકાશ્યા કરે છે.

‘ તમારો દોસ્ત ’



# ભીમભવાની.



નિશાળ છુટવાનો વખત થયો હતો. રસ્તા ઉપર માણસોની ભીડ ઘણી હતી. એટલામાં નિશાળમાથી છોકરાઓ બહાર આવ્યા. ઘર તરફ જતા માહોમાહ છોકરાઓને કંઇ કારણસર કજીયો થયો અને વાત મારામારી પર આવી. આ છોકરાઓમાં ભવાની કરીને એક છોકરો હતો, તે ઘણા દિવસથી માંદો હતો તેથી તેનુ શરીર નિર્બળ થઇ ગયું હતું; અને તેજ દિવસે તે નિશાળમાં આવ્યો હતો. અશક્તિને લીધે તેણે આ ટંટામાં ભાગ લીધો નહિ અને એક બાજુએ ઉભો રહ્યો. બીજા પક્ષનો એક છોકરો આવી તેને મુક્કા મારી નાસી ગયો. તે ઉભો ઉભો રડવા લાગ્યો અને પોતાની નિર્બળતા ઉપર ધિક્કાર છુટયો.

થોડી વાર પછી તે ઘર તરફ જવા નિકળ્યો. રસ્તામાં એક અખાડો જોયો અને ત્યા કેટલાક માણસોને કુસ્તી કરતા ભ્યા, તે લોકોનુ શરીર મજબુત હતું; અને તેથી તેને રતી શિખવાનો વિચાર થયો. તેણે એક પાસે ઉભેલા ાણસને વાત કરી. તે માણસ માયાળુ હતો. તેણે હા કહ્યું ને બીજે દિવસથી આવવા કહ્યુ તે માણસ ભવાનીને ત્સાહથી શીખવાડવા લાગ્યો અને ભવાની ઉત્સાહથી શિખવા ાગ્યો. થોડા માસમા ભવાની એક હોશિયાર પહેલવાન ની ગયો, અને લલભલાની સામે ટક્કર ઝીલવા લાગ્યો.

ભવાનીના ગામમા પ્રોફેસર રામમૂર્તિનુ સરકસ આવ્યું હતુ. એક વખત પ્રોફેસરે તેને જોયો, અને નાની ઉમરમાં તેનું પહેલવાની શરીર જોઇ ખૂશ થયો. અને તેના સરકસમા દાખલ થવાનું કહ્યું. ભવાનીએ હા પણ કહ્યું, અને ત્યારથી તે રામમૂર્ત્તિ સાથે રહેવા લાગ્યો. એક વખત એક પ્રખ્યાત મલ્લ ત્યાં આવ્યો અને કુસ્તી માટે માગણી કરી, ભવાનીની સલાહથી, પ્રો. રામમૂર્ત્તિએ ભવાની સાથે તે માણસને લડવાનું કહ્યુ કુસ્તીમા ભવાની જીત્યો અને તેને લોકો ભીમભવાની કહેવા લાગ્યા.

"પિયુષ"



## રમુજી ટુચકો.



૧

માસ્તર—ગોપાળ ! તું કાલે કુતરા ઉપર નિબંધ લખી લાવજે.

ગોપાળ—સાહેબ, સફેદ કુતરા પર લખું ? કાળા ઉપર ચાલશે નહિ.

૨

ઉતારૂ—( હાફતો હાફતો ) સાહેબ ! નવની ગાડી મળશે ?

સ્ટેશન માસ્તર—(હેઠે પેટે) હા મળશે, જેવી તમારી ઝડપ! તેને ઉપડી ગયે માત્ર નવ મિનિટ થઇ છે!

૩

માસ્તર—કેમ મગન! ઘડીઆળમાં કેટલા વાગ્યા છે?
મગન—સાહેબ ૧ થી ૧૨ વાગ્યા છે (મગનને જોતાં આવડતું નહોતું)

૪

માતા—બાબુ! બ્હેન કેમ રડે છે?
બાબુ—બા! તેને લાડુ જોઇએ છે. હું તેનો લાડુ ખાતો હતો, ત્યારે પણ તે તો રડતી હતી.

૫

માસ્તર—રતન! તું કાલવાળો પાઠ કરી લાવ્યો છે?
રતન—હા સાહેબ, જેવો તેવો કરી લાવ્યો છું. પણ જો તમે એક વાર વાંચી જાવ તો તમને તાજો થશે એટલે પૂછવાની તસ્દી પણ નહિ લેવી પડે

૬

શેઠ—(નોકરને) ક્યાં મરી ગયો હતો? ક્યારનો બુમ મારીને મરી ગયો પણ ઓસેજ કોણ!
નોકર—શેઠ! હું મરી ગયેલો પાછો આવ્યો, તમે આવ્યા ત્યારે મારી માતુથી સારી જશે તો બહુ વર્ષ થયાં પણ હજુ ન આવ્યા તેનું શું કારણ?

# રાજ્યાભિષેકની તૈયારી.

રામચંદ્રજીના લગ્ન થયે બાર વર્ષ વિત્યાં. એટલો સમય એવો આનંદમાં વીત્યો, જેની ખબર પણ ન રહી કેમકે સુખી દિવસો જતાં વાર લાગતી નથી, સીતા હવે બાળકી નથી પણ યુવાન ગૃહિણી છે. દશરથ રાજાએ તેઓને રહેવા માટે જુદો મહેલ આપ્યો હતો. છતાં સાસુઓની સેવા માટે સીતા સવાર સાંજ આવતી; અને હિતની શિખામણો સાંભળી સાસુની આશિષ લઈ મહેલમાં જતી.

રામચંદ્ર પણ જુદા રહે. છતાં બન્ને વખત માતપિતાને વંદન કરવાનું અને રાજસભામાં પિતાને સહાય કરવાનું કામ પ્રથમ માફક કર્યા જતા હતા. બાકી રહેતો વખત સીતાના સમાગમમાં ગાળતા.

રામ સીતનો સમય જરાપણ કલેશ સિવાય પસાર થતો. રામ જેમ માતપિતાની સેવા, ગુરૂભક્તિ, પ્રજાને સુખી રાખવી, અને નવયુવાન વયના મનરંજનમાં ચિત્ત રાખતા, તેમ સીતા પણ પતિસેવા, સાસુ સસરાને વડિલોની સેવા કરી દરેકનાં મન જીતી લેતા શીખી હતી. લોકો એમજ કહેતા કે સીતા રૂપમાં સાક્ષાત લક્ષ્મી અને ગુણમાં સરસ્વતી દેવી છે. રૂપ અને ગુણની આવી એકતા ક્વચિત્ જ જોવામાં આવે છે.

રામચંદ્ર આવી સર્વગુણસંપન્ન પત્ની મળવાથી પોતાને ભાગ્યશાળી સમજતા સીતાને ખુશ રાખવા માટે દરેક પ્રકારે કાળજી રાખતા, યુવરાજપદ. પતિપત્નીની પટરાણી

હોવા છતાં સીતા પોતાનાજ હાથે રામચંદ્રનાં ચરણ દબાવતી ને સેવા કરતી, હજારો દાસ દાસીને રસોઇઆ છતાં સીતા પોતાની હાથની રસોઇ રામચંદ્રને જમાડવામાં અહોભાગ્ય સમજતી. સીતાના આવા વર્તનથી રામચંદ્રને અનહદ આનંદ પ્રાપ્ત થતો.

આમ રામચંદ્રને રાજકાર્યમાં વધારે ભાગ લેવો પડતો, કેમકે દશરથ રાજા વૃદ્ધ થયા હતા. રામચંદ્રે થોડા વખતમાં પોતાના નાની વયમાં હોશિયારીથી રાજકાજમાં એવો તો ભાગ લીધો કે તેમનો અલૌકિક ન્યાય, અને પ્રજાનાં સુખ વિચારવાની બુદ્ધિથી સર્વનાં મન મુગ્ધ કરી નાખ્યાં. રાજસભામાંથી ઘેર આવી સર્વ બીના સીતાને કહી સંભળાવતા, ને તેથી સીતા ખુશ થતી. અને દેવ જેવા પતિ મળવાના બદલે વિધાતાને ધન્યવાદ દેતી. રામચંદ્ર પણ સર્વદા તેની સાથે શુદ્ધ સરસ ને મધુર વ્યવહાર રાખી આદર્શ પતિની પિછાન આપતા, જેથી તેનો આનંદસાગર ઉભરાઇ જતો, આમ બાર વર્ષ બન્ને પતિ–પત્નીનો પ્રેમ દિન પ્રતિદિન વધતો ગયો અને બન્ને એકરૂપ બની ગયાં.

૨

એક વખત રાજસભામાં દશરથ રાજાએ પૂજ્ય વશિષ્ઠ ગુરૂને પૂછ્યું-“ગુરૂજી ! હવે હું ઘરડો થયો છું. રાજ્યનો તમામ કારભાર મારાથી સંભાળી શકાતો નથી જેથી મારી પ્રબળ ઇચ્છા છે કે મારી હયાતિમાં રામચંદ્રને ગાદી પર બેસાડી હું વાનપ્રસ્થ થાઉં, કેમકે તે દરેક કાર્યમાં જાણીતો અને હોશિયાર બની ગયો છે. અને પ્રજા પણ તેના કામથી ખુશી રહે છે. મારા જીવનની તમામ અભિલાષાઓ આપની કૃપાથી પૂર્ણ થઇ છે. હવે માત્ર આ એકજ બાકી છે. તે

પણ હવે પૂરી કરું તો ઠીક. જેથી મને પસ્તાવો થાય નહિ. કેમકે આ ક્ષણભંગુર શરીરનું ઠેકાણું શું ? આજ છે, ને કાલે નથી !

આ સાંભળી ઋષિજી બોલ્યા: રાજન્ ! તમારો વિચાર ઉત્તમ છે. રામચંદ્ર દરેક રીતે લાયક છે. આપ એટલા માટે દરબાર ભરી પ્રજાના આગેવાનો ભેગા કરી તેમની સંમતિ લઈ વ્યવસ્થા કરો આ સંબંધી પ્રજામત કેવો છે તે જાણવું ખાસ જરૂરનું છે.

મુનિની આજ્ઞા માથે ચડાવી રાજાએ પોતાની ઇચ્છા સર્વની જાણમાં મૂકી અને એક દિવસ ઠરાવી દરબારમાં આવવા નિમંત્રણો મોકલ્યાં.

અત્યારના વર્તમાન યુગમાં સ્વરાજ્યની ચળવળ ચાલી રહી છે. ખરે ! બીજા દેશોમાં પણ પ્રજાતંત્ર રાજ્યની નીતિ જાહેર થઈ ચુકી છે, ને અમલમાં પણ મુકાઈ છે; પરંતુ હિંદુસ્તાનને માટે કેટલાક લોકો ખાસ ચિંતિત જણાવી દલીલ કરે છે, કે આ દેશમા પ્રજાતંત્ર રાજ્ય હતુ નહિ અને રહશે પણ નહિ. કેમકે હિંદુસ્તાનીઓ “ રાજા કરે તે ગમાવીસ” એવું માનનારા પડ્યા છે એવાઓ કૃપા કરી હજારો વર્ષ પહેલાંના દશરથ રાજાના અમલ તરફ નજર કરે તે પોતાના સર્વગુણસંપન્ન પુત્રને પણ રાજ્યગાદી પર બેસાડવા તૈયાર ન હતા, ત્યાં સુધી કે આખી પ્રજા તે બાબતમાં સંમતિ ન જણાવે. સત્ય એજ કે હિંદુસ્તાનના પ્રાચીન રાજાઓ કેવળ પ્રજારક્ષક અને હુકમત કરનાર ન હતા; પરંતુ પ્રજાને રંજન કરનારા પણ હતા. તેથીજ અત્યારે પણ તેમનાં નામ સ્મરણ થાય છે. ને તેમના નામની પવિત્ર યાદીથી આત્મા પવિત્ર બને છે, મન સુખી થાય છે.

નક્કી કરેલી તીથિએ દરબાર ભરાયો. લોકનાયકો એકઠા થયા. નાના નાના ગામડાના મુખિ, પટેલો પણ આવ્યા હતા. અને ઘટિત આસને બેઠા, સર્વના આવી ગયા બાદ દશરથ રાજારાજા, પોતાના બે પુત્રો રામ, ને લક્ષ્મણને સાથે લઈ રાજસભામાં આવ્યા કેમકે બીજા બે નાના પુત્રો પોતાના મોસાળ ગયા હતા. બાદ રાજાએ પોતાના વિચારો પ્રજા સમક્ષ મુકયા. અને કહ્યું. જો રામ રાજા થવાને લાયક ન હોય તો, જો તેનામાં કંઈ દોષ હોયતો જરૂર આપ સર્વ કોઈ બીજી વ્યકિતનું નામ સુચવશો તો અવશ્ય આ રાજ્યભાર તેને સોંપી હું છુટો થઈશ

સર્વેએ શંકા કુશંકા ન કરતાં તરત જ રામનો જય જયકાર કર્યો ને કહ્યું. મહારાજ! રામચંદ્ર સર્વ રીતે યોગ્ય છે, તેમના ગુણોનું વર્ણન કરવું અશક્ય છે. આપ અવશ્ય તેમને રાજ્યભાર સોંપો. અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે આપની માફક ન્યાય સહિત પ્રજાનું પાલન તેઓ કરશે.

રાજાએ દરેકનો ઉપકાર માનતાં કહ્યું. "તમારી આ સંમતિ અને લાગણી માટે હુ ઋણિ છું. મને રામ જીવ કરતાં પણ વહાલો છે; છતાં આ કામમાં જો તમે સંમત થયા ન હોત તો તમારી વિરૂદ્ધ પડી, હું કદિ એવું કામ કરત નહિ હવે હું કાલેજ તેનો રાજ્યાભિષેક કરીશ. તમો સર્વ આ ઉત્સવની તૈયારી કરજો.

આ સાંભળી સર્વ સમુહ ઘર તરફ વળ્યો. ને થોડીજ વારમાં અયોધ્યામાં અજબ શોભા પ્રસરી, જેના આગળ ઇન્દ્રપુરી પણ લજવાય. ગુરૂએ રામચંદ્રને વ્રત, તપ અને પરમેશ્વરની સ્તુતિમાં રાત્રીનો સમય ગાળવા ઉપદેશ કર્યો. તે

પ્રમાણે રામ અને સીતાએ રાત્રે જાગરણ કર્યું. સવાર થતાં દિન રાજ્યભાગ, પ્રજારક્ષણ વગેરે કામ સોંપાય. તે બરાબર તપાસી શકાય માટે મન સાથે શરીર પણ શુદ્ધ કરવાની જરૂર છે-એમ સમજી ઉગ્રતસમરણમાં રાત્રી ગાળવાનું વધુ પસંદ કર્યું.

આમ માતા, પિતા, ભાઈ, પત્ની, પ્રજા સર્વ મનમાં આનંદ અને ઉત્સાહમાં મગ્ન થતાં હતા, આમ ગુરિલ ભાગ્ય-વિધાતા આ સારો આનંદ ધૃણાની નજરથી જોઈ મનમાં હસ્યા કરતી હતી. એક એક પલમાં વિષ મળ્યું ! ચાલો આપણે એ જોઈએ. કે ક્યાં ભયાનક જ્વાલામુખી પર્વત ફાટવાનો છે, અને સવાર પડતાં સારા રંગમાં ભંગ પડવાનો છે.

૩

પહેલાં વાંચી ગયા તેમ દશરથ રાજાને ત્રણ રાણીઓ હતી-કૌશલ્યા, કૈકેયી ને સુમિત્રા. નાની રાણી કૈકેયીના પિયરથી તેની સાથે એક દાસી આપવામાં આવી હતી. તે દાસી પર કૈકેયીને અનહદ ભાવ હતો; કેમકે નાનપણમાં તેણે કૈકેયીને ખુબ લાડ લડાવી ઉછેરી હતી. તે દાસી ઘરડી અને કદરૂપી હતી. જેથી બીજા તેને જોતાં. હસતાં ને તિરસ્કાર કરતા. જેવું તેનું રૂપ હતું, તેવું તેનું બુદ્ધિ કદપ હતુ. તેણે કૈકેયીને ભણાવી-પઢાવી એવી તો તૈયાર કરી, કે દશરથને પોતાના કરી લીધા. દશરથ રાજા પાસે કૈકેયીનુ ઘણું માન હતું. તે કૈકેયીથી ડરતા પણ હતા કૈકેયી પ્રત્યેક વિષયમાં ગાથરાની સલાહ લેતી ને તેનુંજ કર્યુ કરતી.

આયુષ્યની ગગનગામી ઉચ્ચ અભિલાષાઓ, વિધાતાની સહજ ક્રૂર દૃષ્ટિ થતાં માટીમાં રગળી જાય છે, એની કોને ખબર પડે છે ?

પરંતુ માણસ જાણવા છતાં નથી જાણતો, સમજવા છતાં નથી સમજતો. નહિ તો આનંદના અવસરે તે હસે શું કરવા, ને શોકના સમયે રડે શા માટે ? જેને હર્ષ શોક નથી તે દેવતા છે જેને હર્ષશોક નથી તેને પરમેશ્વરનો અવતાર તેથીજ મનાય છે.

૪

રાજસભામાંથી ઓઠવણ કરી દશરથ રાજા સારા કામમાં ઢીલ ન કરવી, એમ સમજી બીજા કામો મંત્રીને સોંપી, અન્ય પ્રબંધ કરવાની આજ્ઞા આપી. પ્રજાને સમાચાર થતાં સર્વ તૈયારી કરવા લાગ્યા. આમ રાણીવાસમાં કોઈને સમાચાર મળ્યા કે ઈને નહિ. રાજા બીજાં કામોમાં રોકાવાથી અંતઃપુરમાં જઈ સમાચાર આપી શક્યા નહિ. જેથી મંથરાનું કહેવું કૈકેયીને મોએ સો ટકા સાચું લાગ્યું. તે વિચાર કરવા લાગી કે અરે. આ મારી શોકયની કુટિલ નીતિનું પરિણામ છે, નહિ તો મને અજાણ રાખી આમ કરવાનું પ્રયોજન ?

રાજા કૈકેયીને વધુ માન આપતો. તેના પ્રતિ રાજાને અધિક પ્યાર હતો. રાજા કૈકેયીને વશ હતા જેથી કૌશલ્યાને સુમિત્રાને દૂત મારફત સમાચાર કહેવડાવી રાજા પાસે કૈકેયી પાસે આવ્યા. કૈકેયીના કોપના સમાચારની શંકા થવા લાગી. કૈકેયીને ક્રોધિત વેશમાં દીઠી અને એક ઉછીઆવસી શાપણ

માફક કુંફાડા મારતી દીઠી. આ જોઈ રાજાને દુ:ખ થયું. તે બોલ્યા-" પ્રાણપ્યારી ! આજે આ અમંગળ વેશ કેવો ? શું કોઇએ તારૂં અપમાન કર્યું છે ! " કૈકેયીએ ઉત્તર વાળ્યો નહિ; તે તો મોટા નિસાસા નાખતી રડતી આંખે પડી રહી હતી

રાજાથી સહન ન થઇ શક્યુ; તેમણે રાણીના હાથ પકડી કહેવા માંડયું. " વ્હાલી ! તારા મનની વાત કેમ કહેતી નથી ? તું કહે તો કો રંકને રાજા બનાવું, રાજાને રંક બનાવી નાખું ! તું જાણે છે, કે હું તને કેટલી ચાહું છું ! તું કહે તેમ કરવા તૈયાર છું. પ્રાણથી વધારે પ્રિયા ! હું રામના સોગન ખાઇ કહું છું કે, તને રાજી રાખવા તું કહે તેમ કરવા તૈયાર છું. તારી જે ઇચ્છા હશે, તે હું આપીને પૂરી કરીશ

આ સાંભળી રાણીએ કપટી ક્રોધ છોડી હસતાં હસતાં કહેવા માંડયું. " આપે આગળી કરતા ઘણી વખત કહ્યું પણ આપ્યું લેણુ કોને છે ? માત્ર એ તો મોઢાના મીઠા શબ્દો છે. મારા બે વચન તમારી પાસે અનામત છે, તે તો હજી પૂરાં થયાં નથી.

આમ રાણીને ખુશ થતી જોઈ, રાજાને આનંદ થયો રાણીને પોતાના હૃદય સાથે ચાંપતાં કહ્યું. " તારી ઇચ્છા હું ટાળવા નથી ઇચ્છતો. તને મેં જે બે વચન આપ્યાં છે. તે હજી પૂરાં નથી થયાં, તો તે બે અને બીજાં બે વ્યાજનાં માગી લે પરંતુ કાલે રામનો રાજ્યાભિષેક થાય અને આજે તારૂં આ રૂપ સારૂં નથી લાગતું. પ્રિયા ! તું આ આનંદી અવસરે તારાં વર માગી લે. હું રઘુવંશી છું; બોલીને ફરી

સર્વ રીતે ઉપાય અજમાવી રાજા હાર્યા ત્યારે–" હાય રામ! હાય રામ !!" કહી મૂર્છા પામ્યા આ પ્રમાણે સહજ ભાન આવતાં વળી મૂર્છા પામતા: એમ રાત વીતી..

૫

રાજા પ્રાત થતાં સૂર્યોદય પહેલાં સુમંત્રને બોલાવી સર્વ કામથી પરવારી જતા. આજ આવું અગત્યનુ કામ ને શુભ અવસર છતાં રાજા હજી સૂતેલા ઉઠયા નથી. એવું સાંભળી સુમંત્ર ચિંતામાં પડયો. તેણે અંતપુરમાં જઈ પૂછ્યું કે-હજી સુધી રાજાજી ઉંઘમાંથી કેમ ઉઠયા નથી! એમને કંઈ બેચેની તો નથી? મહારાણી તો સારાં છે ને! આના ઉત્તરમાં કૈકેયીએ કહાવ્યું–" મહારાજા સારી રાત રામના રાજતિલકનો વિચાર કરતાં જાગ્યા હતા, સવારમાં સહજ ઉંઘ આવી ગઈ. જેથી હજી ઉઠયા નથી. તું હમણાં જઈ રામચંદ્રને બોલાવી મોકલ.

સુમંત્રે જઈ રામજીને સમાચાર કહાવ્યા. સમાચાર સાંભળતાં રામ પિતા પાસે ગયા. ને ત્યાંની સર્વ સ્થિતિ નજરે નિહાળી, દુઃખ અને આશ્ચર્ય સાથે પિતાની મૂર્છાનું કારણ માતાને પૂછ્યું.

કૈકેયીએ જણાવ્યું–" રામ! તમારા બાપે મને બે વચન આપેલાં, તે મેં આજે માગ્યાં, પરંતુ તમારી સહાયતા સિવાય તે પૂરાં કરી શકે તેમ નથી એ તમે ધારો તો એ કલેશ દૂર કરી શકો છો."

રામે કહ્યું—મા! જલદી કહો. એવી કઈ વાત છે કે મારા પિતા મારી સહાય વિના કરી શકે તેમ નથી! તમારા

માંનુ વચન નીકળતાં પહેલાં હું તે પૂરું કરી નાખીશ. માજી! પિતાની આજ્ઞા થતાં હું કઠણમાં કઠણ કામ કરવા સર્વદા સદા સર્વદા તૈયાર છું. જો તે કહે. તો હું હમણાં હળાહળ વિષ અમૃત માની પી જાઉં, અગાધ સમુદ્રમાં કુદી પડું, સિંહના મોંમાં પ્રવેશ કરૂં. હું પિતાના સત્ય વચનની ખાતર સર્વ કાંઇ કરવા તૈયાર છું માતા જલદી કરો. વિલંબ ન કરો; પિતાની આજ્ઞા હોય તે તરત કહી સંભળાવો."

આ સાંભળી કૈકેયીએ કઠોર હ્રદયની બની સર્વ બીના કહી સંભળાવી. સાંભળતાં જ રામે કહ્યું. "માતા! એમાં શી મોટી વાત છે? ભાઈ ભરત રાજ્ય કરે, તેમાં મને દુઃખ શું, જેમાં પિતાજી આટલા વ્યાકુળ થાય છે? હું પોતે રાજા હોત તો કેવળ અયોધ્યાનરેશ કહેવાત પરંતુ ભરતના રાજસિંહાસન પર બેસવાથી હું અયોધ્યા નરેશનો મોટો ભાઈ કહેવાઈશ. એમાં તો મને વધારે માન છે! એને માટે શોક શો? હવે રહી વનવાસની વાત! જે ઋષિ મુનિયોનો નિરંતર સમાગમ મને સ્વર્ગ કરતાં પણ વધારે પ્રિય છે એટલો સમય તેમના સત્સંગનો લાભ મને મળશે, તેમાં મારા આત્માને કેટલું સુખ પ્રાપ્ત થશે; આવી નજીવી વાતમાં પિતાજીને આવડું મોટું દુઃખ શા માટે થાય છે? તે મોંઢેથી બોલતા કેમ નથી? તમારાં વચનો પિતા કરતાં ઓછાં નથી માનતો. ઠીક, હું હમણાંજ માતા કૌશલ્યા અને ગુરૂજનોની આશિષ લઈ સીતાને સમજાવી વનમાં જવાની તૈયારી કરૂં છું.

આટલું કહી રામ બહાર નીકળ્યા. રાજા દશરથ અધમીચી આંખે રામચંદ્રનું તેચંદ્ર જેવુ મુખ જોઈ, ઉદાર વચન

સુકુમાર શરીર જોઈ તે તો ખુબ કલ્પાંત કરવા લાગ્યાં આ જોઈ સીતા પણ ખુબ રડવા લાગ્યાં રામ બોલ્યા પ્રિયે ! તમને ખબર મળ્યા હશે કે પિતાની આજ્ઞાથી હું આજે વનમાં જાઉં છું. પિતૃ આજ્ઞાનું પાલન તો કરવું જ જોઇએ. તું મારી ધર્મપત્ની છે. મારી ધર્મરક્ષા કરવાનું કામ તારૂં છે. તું અહીં રહી માતા-પિતાની સેવા કરજે જેથી મારીખોટ તેઓને જણાય નહિ. તેઓ મને યાદ કરી દુઃખી થાય ત્યારે મહાત્મા પુરૂષોનાં ચરીત્ર કહી સંભળાવી ધિરજ આપજે. કોઇને પણ કડવું કહીશ નહિ. પિતાનું વચન પુરૂ કરી ફરી તને હું મળીશ.

કૌશલ્યાએ કહ્યું-હે પુત્ર' જો સીતા રહેશે, તો હું ગમે તેમ કરી તારા વિયોગનું દુઃખ સહન કરી લઇશ. પણ હું તો જોઈ રહીછું કે એ પણ તારી સાથે આવવાની તૈયારી કરીને આવી છે હાથ, જેના બાપ સર્વોત્તમ રાજા છે, જેના સસરા સુર્યવંશમા સુર્ય સમાન છે જેનો પતિ રઘુકુળમાં ચંદ્ર સમાન છે તે સીતા શું વનમાં જશે ? પુત્ર શું તું વનમા જશે ને સીતાને પણ લેતો જશે ? રામે નમનતાઇથી કહ્યું માતા જો સીતા એવોજ વિચાર કરીને આવી હશે તો મને સુખ કરતાં દુઃખ વધારે થશે. માતા હું ચૌદ વરસ વનનું રાજ્ય ભોગવી પાછો આપના ચરણે શીર નમાવીશ આપ આશિષ દઈ રજા આપો,

ॐ

# બાળક

[ ત્રિમાસિક ]

પુસ્તક ૧. આસો, ૧૯૭૯. ભાગ ૪.

## ૨૩. શાને ?

— ગઝલ —

કહે માડી ! રૂડા આકાશના રંગો થયા શાને ?
બળવી વાસણીને ઉછળી મોજા રહ્યા શાને ?

૨

સવારે સૂર્યના કિરણ ઝબકતાં આંગણે આવ્યા,
ભલે આવ્યા થતા સન્ધ્યા પરંતુ એ ગયા શાને ?

૩

સવારે તેં કહ્યું'તું "બે ! રહ્યા ઝાકળ તણા ટીપા !"
હવે જોતા નથી કાંઈ, કહે એ પીગળ્યા શાને ?

૪

રમત એવી કરે છે શું ઘડીની બે ઘડીની મા ?
સૂરજ, ચાંદો અને તારા અરે ! એવા થયા શાને ?

નવચેતન ] [ ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

# ૨૪. શિશુજનનાં હૃદય.

( હરિણી )

૧

સરળ મધુર સ્નેહે ભીના અનુપમ નિર્મળા,
દૂષણ વિહુણા ભોળા પ્રેમી રમુજ ભર્યા ખરા,
કુદરત તણા ઉત્સવે કે જગન્મય વાડીમાં,
ભ્રમર સરખા ખેલંતા હા શિશુ જનના હૃદા !

૨

નવિન નવનું જેવા લેવા અખંડિત તત્પરા,
અલિખિત પત્રો જેવા કોરા અવીંધ્યા મોતીઆ,
અપ્રકટ વિના સંસ્કારોથી અમૂલ્ય મણિ સમા,
મૃદુલ ફુલડાં જેવા કૂણા શિશુ જનના હૃદા !

૩

અરુણ સરખા આનંદી એ પ્રવાસી પ્રભાતના,
અવિહિત પથો ફેરી રહેતા જરી પ્રતિકૂળતા,
તદપિ મથતા જ્ઞાતા થાવા અભેદ રહસ્યના,
ગમન કરતા ધીરે ધીરે પરસ્પર સાથમાં.

૪

ઊગતી કુમળી ડાળી જેવી વળે જ્યમ વાળતાં,
સરસ નરમી છાપો જેવી પડે જ્યમ પાડતાં
કુસુમ કલિકા પ્રીતે પોષી ખિલે જ્યમ ખીલતાં,
ત્યમ ખિલવવાં હોશે હેતે શિશુ જનના હૃદા !

૯ માર્તંડ ] પ્રભાશંકર જયશંકર પાઠક.

# ૨૫. વરણાગિયા !

[ રાગઃ–સોના ઈંઢોણી રૂપા બેડલું રે. ]

લીલુડા મધુવન–માંડવે રે,
ફાલે ફૂલે ફૂલ ફાલ        વરણાગિયા !
રૂડા એવા ભવ–આંગણે રે,
ખેલે ખીલે રસબાલ        વરણાગિયા !
દેહી દેહીના દેવ પૂજવા રે,
દંપતી–દેવ એક–બાલ·        વરણાગિયા !
ફૂલ ન્હાનું ને ફોરમ વિસ્તરે રે,
બાલમિઠા, ભાવમાં વિશાળ        વરણાગિયા !
વનની વસન્ત વિરમતી રે,
મા કરમાઓ ફૂલ–બાલ        વરણાગિયા !
સન્ધ્યાએ સૂરજ આથમે રે,
તે જે તમો કુલ–ભાણ        વરણાગિયા !
બાળારાજ ! રસરાજવી રે,
મનુ મન્દિરના ગોપાલ·        વરણાગિયા !
ઘર ઘરના દેવ–દીવડા રે !
ફૂલ શા ધરે ફૂલ માળ.        વરણાગિયા !

ખડાયતા મિત્ર. ]        કેશવ હ. શેઠ

# ૨૭. માયાળુ માતા.

( ભુજંગી છંદ. )

હતો જ્યાહરે બાળ અજ્ઞાન નાનો,
રડન્તો જદા રાખતી માત છાનો;
ઈ ખેલણુ રીઝવે હેતકારી,
મને કેમ ભૂલાય ? એ માત મારી. ૧.

લડુ હું કદા બાળમિત્રો પછી જ્યા,
ધરી હાથ સોટી પધારે પિતા ત્યા,
વહી વેણ વ્હાલાં ધીમા પાડનારી,
મને કેમ ભૂલાય ? એ માત મારી. ૨.

રમું શેરી ભાગોળમા મિત્ર સાથે,
મને અંગ મેલું ઉડે ધૂળ ત્યાં જે;
દઈ કાળજી સ્વચ્છ એ રાખનારી,
મને કેમ ભૂલાય ? એ માત મારી. ૩.

ગયો દિન મારો ચિતે ખેલવામા,
જવાં ઘેર મોડુ થતું તેટલામાં;
અધીરી બની ઉરમાં ચિંતનારી,
મને કેમ ભૂલાય ? એ માત મારી. ૪.

# ૨૮ હંસ ને કાગડો

## (દોહરા.)

---

એક ઝાડની ડાળ પર, રે'તા હંસ ને કાગ.
બને મિત્રો તે હતા, પ્રેમ પણ અથાગ.
ઉનાળાના દિવસમાં એક દિન એક જન,
આવી ઝાડ નીચે સૂતો નિર્ભય રાખી મન.
થાકી લોથ બન્યો હતો પેલો મુસાફર;
ઘસઘસાટ ઊંઘી ગયો શખ્યા વિના ડર.
દુષ્ટ પેલો કાગડે જેનો દુષ્ટ સ્વભાવ,
મનમાં કંઇક વિચારીયું "સારો છે આ દાવ"
પછી કાગડે લાવીને કકડો માંસનો એક,
નાખ્યો મુસાફર ઉપરે; ઉડયો આધે છેક.
મુસાફર જાગ્યો, અને ગુસ્સાનો નહિ પાર,
"કોણે આ કારજ કીધું! મારૂં તેને ઠાર."
ઉંચે જોતા હંસને દીઠો ચૂપચૂપ શાંત.
"નક્કી આ હંસે કીધું" થઇ તેને એ ભ્રાંત,
પછી મારવા હંસને લીધાં ચાપને બાણ
છોડયું બાણ અને, અરે! ગયા હંસના પ્રાણ!
દુર્જન કેરા સંગથી સ્હેવો પડે અન્યાય,
દુર્જનથી દૂર ભાગજો એજ શિખામણ સાર.

બળદેવદાસ બાબરદાસ.

---

# ૨૯. આવકાર.

પ્રભુના પનોતાં બાળ!
વિભુના મોંઘેરાં બાળ!
પધારો અમ આંગણીએ,
ઉર બિછાનાં ઢાળીએ.
રસપ્યાલા હો બાળ!
રમીલા, રંગીલા, બાળ!
પધારો અમ આંગણીએ,
રસલ્હાણી લૂંટીએ
પ્રભુતણા પ્રિય બાળ!
પ્રકૃતિના રસબાળ!
પધારો અમ આંગણીએ,
આત્મકુંજે ખેલીએ
પધારો આનંદ બાળ!
મોંઘા શો સુરબાળ!
પધારો અમ આંગણીએ,
આપણ પ્રેમે ખેલીએ.
ધર્મીલાં રસભીનાં બાળ!
પધારો પ્રીતે શો બાળ!
પધારો અમ આંગણીએ,
પ્રભુને પ્રેમે પૂજીએ.

રમણીક કીશનલાલ મહેતા.

# બાલ સાહિત્ય

ગુજરાતમાં બાળસાહિત્યની ખોટ ઘણી હતી. પહેલી શરૂઆત રા. અધ્યાકર મહે બાલશિક્ષક વડોદરાથી કરીને, બાળકોનું અને તેમના સાહિત્ય પુરું પાડવામાં તેમણે અનહદ પ્રયાસ કર્યો, પણ તે પત્ર અત્યારે સુષુપ્તિ ભોગવે છે.

ત્યારબાદ બાલજીવન મુંબઈ અને બાલામિત્ર આણંદ, એમ બે માસિકો શરૂ થયા ને તે અત્યારે સારી રીતે ગુજરાતની બાલસાહિત્ય સેવા બજાવી રહ્યાં છે. વર્ષની શરૂઆતમાં બાળકોના દોસ્ત આ બાળકે જન્મ લીધો અને ગુજરાતના બાલવૃંદની માગણીથી ફરી તેમની સેવા કરવા માંડી. આજે તે એક પુસ્તકના રૂપમાં એક વર્ષનું બચ્ચું થવા પામ્યું છે.

બાળકો માટેનું સાહિત્ય બહુ સસ્તું, નાજુક, સરળ ને સરસ હોવું જોઈએ એ નિયમ અમે બને તેટલો જાળવી આ વર્ષે માત્ર એકજ રૂપીઆમાં ૨૫૦ પાનાનું વાચન આપ્યું છે. તેમાં કવિતાઓ અને વાતો ઘણી સારી ને સુંદર ઉપયોગી આપી છે. સાથે રામાયણનું ઉત્તમ પાત્ર સીતા તેનું જીવન, બાળ તેમજ બાળાને બહુ ઉપયોગી થઈ પડશે.

ચિત્રો માટે તો અમારા વિચાર પહેલા જણાવ્યા છે; અને અત્યારે પણ તેજ છે. છતાં સમયાનુકૂળ ચિત્રો વધારવાનું અમે ભૂલી શક્તા નથી. આ પ્રમાણે સેવા કરતાં કરતાં આ વર્ષે અમને ઘણું જાણવાનું, શીખવાનું મળ્યું છે. ખોટમાંથી પણ અમે બચ્યા નથી. છતાં જો દરેક ગ્રાહક ઇચ્છે ને ધારે તો પોતાના બાળક માટે શિક્ષણ પર વરસનો એક રૂપીઓ વાપરે તો ઘણું રૂડું કહેવાય. તે સાથે દરેક દરેક ગ્રાહક પોતાનાં સગાં કે સોબતીઓને ગ્રાહક બનાવી વા મિત્રના બાળકોને ભેટમાં બાળક વર્ષ સુધી આપે તો બાળકો આશિષ જરૂર આપે.

રૂપીઆઓ, વિદ્વાનો, તેમજ દાતાઓ પોતાના મિત્રોનાં બાળકોને, સગાંને, ગરીબ બાળકોને જાહેર સંસ્થાઓને આગ્રહ ભેટ આપવાનું એટલે કે 'વર્ષો રૂપીઆ ભેટ કરવાનું કેમ વીસરી શકે ?

બાળસાહિત્યની સેવા કરવાના અભિલાષાવાળાઓ પોતાની લેખિની દ્વારા પણ બાળસેવા કરી શકે છે

અમને જોઇએ તેવા સારા લેખો મેળવવાની મુસીબતો પડી છે, અને પડશે પણ અમે નમાલો લેખ તો કદાપિ છાપી આપવાના નથી. ત્યાં લેખોની તાણ તો છેજ.

આટલા માટેજ અમે ત્રિમાસિકનું માસિક કરવાનું સાહસ કરી મુસીબતમાં પડવા માગતા નથી અમારા સુજ્ઞ વાચકો મળે તેટલા મારાથી સંતોષ માની આશિષ દેશેજ.

અમારી પૈસાની અને લેખોની મુસીબતોને પહોંચી વળવા માટેજ સહાયક મંડળની યોજના બહાર આણી છે, પણ સમાજ તરફથી તેમે જવાબ ઉત્તર મળ્યો નથી. તેમજ ગુજરાતના લેખકોએ તો તેને વિસારી મૂકી શકાય.

આ દીપોત્સવી અંક—તંત્રો અંક તરીકે કાઢવાની ઉમેદ અમે કેટલાક સારા પ્રતિષ્ઠીત પત્રોના તંત્રીઓને વિનતિ કરેલી. તેમા કેટલાકે અમારા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી પોતાના લખાણો મોકલ્યાં છે, તેઓનો આભાર માની, બીજા તંત્રીઓની મદદ માંગવાનું પણ ચૂકાતું નથી '

આ ઉપરથી સહજ, જણાશે કે બાળકો માટે લખવું એ મોઘું નામાંકિત પત્રો ચલાવવા તે કરતાં કેટલું મુસીબત ભર્યું છે

આ માટે શિક્ષકો ઘણું કરી શકે, પણ તેઓ તરફથી તો જરાય સહાય મળી નથી. અમે પણ એકજ શિક્ષક તરીકે અમારા મેળવેલા અનુભવને બાળકોના સેવામાં મૂકવાનું ત્હાવો લાભ માનીએ છીએ '

# ઈનામી પ્રશ્ન.

નિયમો.--પુસ્તક ૧, ભાગ પહેલા પ્રમાણે.

ગયા અંકના ખરા ઉત્તર.

૧ મોતી, ૨ સાબેલું, ૩, દુકો, ૪ તરવાર, ૫. ભેસ, ૬ મૂળા, ૭ વહાણ, ૮ પેણી

ત્રીજા ભાગના ઉત્તર (૧૦) બાળકોએ આપેલા, તે પૈકી (૨) નિયમ જાળવેલા તથા સારા જવાબ આપવાથી બાર આનાની ચોપડી ઇનામ મળે છે.

૧ જગજીવન સ્વરૂ, મોલમીન (૧૪)

૨ હરીલાલ સુરજમલ પરીખ. માલપુર (૭૪૯)

પ્રશ્ન:—નીચેના ઉખાણાના ઉત્તર આપો.

## બાલ-ઊખાણું

૯

નર એક હરતો ફરતી, માથે શિંગડ એક;
આંખ વિના ચૂમે ઘણું, કહો કરી વિવેક

૧૦

લાકડાનો ભારો ભારો, કામનો કભારો,
ઘોડી બેઠે બાગમાં, લગામ મારા હાથમાં.

૧૧

ચ ચુ પણ ચકવી નહિ, માખરી મુખ શ્યામ,
બે ઉસો નહીં નાગણી, કહો બાળક તે નામ.

૧૨

પીળો પણ પોપટ નહીં, કાળો પણ નહીં કાગ;
પાંખો પણ પંખી નહીં, ડસે પણ નહીં નાગ.

૧૩

અમે ગયા'તા સુરત શહેર,ત્યાંથી લાવ્યા હળદર હીંગ,
એક વસ્તુ એવી લાવ્યા, જેના માથા પર ચાર સીંગ.

૧૪

વૃક્ષ પર વસું પણ પક્ષી નહિ,
તપ કરૂં પણ તપસી નહિ;
ભગવા વસ્ત્ર પણ જોગી નહિ,
માથે ચોટલી પણ બ્રાહ્મણ નહિ.
કોટલુ કઠણ પણ ઈંડુ નહિ
પાણી રાખું પણ વાસણ નહિ.

૧૫

ફ્રિ ઘડી મુજ ખાય સહુ જન તોય મુજ દર્શન નહિ.
ાતા છતાં આવી શકે ના, પગન ઉરણ કાંઇ નહિ.
ાઈ વરતજ બહાર કાઢે, સાર વસ્તુ હું સહી,
ાવો અજબ હું કોણ ? જેના વિણ જગ જીવે નહિ.

ામત-પ્રબંધ] અંબેલાલ સવરામભાઈ દેસાઇ.

---

# પુસ્તક પરિચય

**બાળ ભજન સંગ્રહ ભાગ ૧**
સંપાદક ગોવિંદરામ બાળાશંકર ઠાકર, અમદાવાદ

બાળકો માટે સારાં, ટુંકાં ને સરળ કાવ્યોની ખોટ તો છેજ, તેમાં પણ ભજનોની જરૂર તો બાળકોને પહેલી હોય, કેમકે હિંદુ બાળકોને ઇશ્વરનું ભાન તો બાળપણથી ઘરમાં થવા લાગે છે આવા સંગ્રહની જરૂર સંપાદકે પૂરી પાડી છે થોડા વખતના આ પુસ્તકની બીજી આવૃત્તિ થાય એજ એની જરૂરીઆત જણાવે છે

કન્યાઓ પણ આનો ઉપયોગ સરસ કરી શકે.

**રમુજી બીજી સો વાતો —**
ગુ. બ. હરગોવિંદદાસ કાંટાવાળા—

રા. કાંટાવાળાની બાળસાહિત્યસેવાએ તો હદ વાળી છે આવી નાની વાતો ગુજરાતમાં પ્રથમ આપનાર તેઓજ છે સુંદર ભાષામાં ને રમુજી વાર્તા આપીને તેમણે બાળકોની ખૂબ સેવા કરી છે તેમના જેવા રત્નની સમાગી તો એમનામાં જવાબ. બોરના ઠળીયાને ગણવાં શા ? આ વાતો દરેક દરેક ઘરમાં ગમવા લાયક છે

**બાળવાર્તા ભાગ ૨—**
ગ. ગિરજાશંકર બધેકા બાલમંદિર

કાઠીઆવાડના જેવાજ ગુજરાતના બીજા બાળસાહિત્ય રસીક શ્રી બધેકા છે તેમની કાઠીઆવાડ સાહિત્યમાંથી બેઠી ઉતારેલી વાતો આનંદકારી, બાળકને સહેજે ગમી જાય તેવી છે

**પ્રાચીન કાવ્ય સુધા ભાગ ૧—**

પ્રકાશક શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી આ સંગ્રહે જુના ગુજરાતના સાહિત્યની ખરી માહિતી આપી છે તેમ કેટલાંક કાવ્યો તો ઘણા ખાસ છે. શેઠશ્રી જેવા આવા સંગ્રહની કદર કરી પ્રકાશમાં આણે તેજ તેની ઉપયોગીતા પુરતી દેખાડે છે, ને ઉપયોગી છે

સંપાદક રા. રાવળ બીજી આવૃત્તિમાં પુસ્તકને માટે જે વિચાર જણાવે છે તે અમને માન્ય નથી. અમુક સંજોગો વચ્ચે પુસ્તકની ભૂલો આવી રહેલ પુસ્તકમાં રહે, તે કરતાં તે પુસ્તક ૩-૪ માસ મોડું બહાર પડે, તો ખોટું ન કહેવાય. પણ બીજી ભાગમાં જે ભૂલો રહેવા પામી છે, તેતો વધારે પડતી છે

# કેટલાંક પ્રાણી અને પક્ષીઓની જીંદગી.

---

મરઘી દશ વરસ જીવે છે
બકરી પંદર વરસ જીવે-છે.
તીતર પંદર વરસ જીવે છે
બુલબુલ અઢાર વરસ જીવે છે
કબુતર વીશ વરસ જીવે છે
સારસ ચોવીશ વરસ જીવે છે,
ગાય પચીચ વરસ જીવે છે
મોર ત્રીશ વરસ જીવે છે
વાઘ ચાળીશ વરસ જીવે છે
બગલો સાઠ વરસ જીવે છે
હંસ સો વરસ જીવે છે
વ્હેલ માછલી પાચસો વરસ જીવે છે

ડા. મોહનલાલ પાઠક.

---

# " કાંટો "

---

વાડામાંથી કાંટો વાગ્યો.
કાંટો લઈને ચૂલે ખોસ્યો.
ચૂલે મ્હને માટી આપી,
માટી લઈને કુંભારને દીધી,
કુંભારે મ્હને ઘડો આપ્યો,
ઘડો લઈને માળીને દીધો
માળીએ મ્હને હાર આપ્યો,
હાર લઈને ગાયને પ્હેરાવ્યો,
ગાયે મ્હને દૂધ આપ્યું,
દૂધ લઈને મોરને પાયું
મોરે મ્હને પીછું આપ્યું.
પીછું લઈને મહાદેવને ચઢાવ્યું,
મહાદેવે મ્હને ભાઈ આપ્યો.
ભાઈ લઈને ભાભીને દીધો.
ભાભીએ મ્હને લાડવો આપ્યો.
લાડવો લઈને ઝૂંપડામાં બેઠી
ખુણે બેસી ખાઈ ગઈ
ને આવડી મોટી થઈ ગઈ!

સૌ: સુમતિ પટેલ

---

# મહાત્મા ગાંધીજી.

શ્રીકૃષ્ણ પરમાત્માના નિવાસથી પુનિત થએલી કાઠીયાવાડની ભૂમિ અનેક વીરરત્નોની ખાણ છે પરમ ભક્ત કવિ નરસિંહ મહેતાની તે જન્મભૂમિ છે આર્યસમાજના સમર્થ-સંસ્થાપક સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીની એ જનની છે રાણકદેવી જેવા સ્ત્રીરત્નોને જન્મ આપનાર એજ ભૂમિ છે. ગુજરાત સાહિત્યના દલપતરામ, કલાપી અને કાન્ત જેવા કવિ રત્નોને જન્મ આપી એણે પોતાની રસજ્ઞતા સાબીત કરી આપી છે. સસ્તાસાહિત્યના તંત્રી ભિક્ષુ અખંડાનંદ અને સ્વર્ગના ધુરંધર સદ્ગત અમૃતલાલ સુંદરજી પઢીયારની એ જન્મભૂમિ છે. વ્યાપારમા પણ એની સાહસિકતા ઓછી નથી. કાઠીયાવાડી સંતાનોની શુરવીરતા ઈતિહાસમા સોનેરી અક્ષરે લખાયેલી છે. આવી પવિત્ર ભૂમિમા જન્મ લઈ મહાત્મા ગાંધીએ પોતાના બેનમુન ચારિત્રથી અને અપૂર્વ કાર્યદક્ષતાથી એને જગપ્રસિદ્ધ બનાવી છે

શ્રીકૃષ્ણ સખા સુદામાના નામથી પ્રાચીન કાળમા પ્રખ્યાત થએલી, સુદામાપુરીના સ્થાનની પડોશમા આવેલા પોરબંદર શહેરમાં સને ૧૮૬૯ના ઑક્ટોબર માસની બીજી તારીખે મોહનદાસનો જન્મ થયો હતો. એમના દાદા તથા બાપ, પોરબંદરના રાણા કે જે પોતાને હનુમાનજીના વંશજ કહેવરાવે છે, તેમના વંશપરંપરાના દિવાન હતા. એક પ્રસંગે મહોજીના દાદા ઉત્તમચંદજીની ઉપર રાણી સાહેબની કફા

મરજી થઈ, અને તેમને એકાએક પોરબંદરનો ત્યાગ કરી ચાલી નીકળવાની જરૂર પડી. તેમણે જુનાગઢનો માર્ગ પકડયો. દરબારમાં હાજર થતાજ તેમણે જામ સાહેબને નીચા વળી ડાબા હાથે સલામ કરી. આ પ્રમાણે ડાબા હાથે સલામ કરવી તે રાજદરબારમાં હડહડતું અપમાન ગણાતું હતું, અને તેમ કરનાર માણસ ભયંકર સજાને પાત્ર થતો. પોતાની વર્તણુકનો ખુલાસો કરવાનું કહેતા, તેમણે દઢતાથી જવાબ વાળ્યો કે "મને પોરબંદરને લીધે આટલું બધું દુઃખ સહન કરવું પડયું છે, પરંતુ હું મારો જમણો હાથ તો હજી પણ તે રાજ્યને માટે ગણવા ઇચ્છું છું" એમની રાજ્યનિષ્ઠા, દેશાભિમાન અને નિડરતા જોઈ સભાજનો છક થઈ ગયા. જામસાહેબે પણ તેમનો યથોચિત આદરસત્કાર કર્યો. ગાંધીજીના પિતા કરમચંદજી પણ પોતાના પિતાની પેઠેજ નિડર હતા. તેઓ ઉદાર દીલના પણ ઘણા હતા. પોરબંદરમાં તેમજ રાજકોટમા પોતાની દિવાનગીરી દરમીયાન તેમણે પોતાની નિડરતા અને પૈસા સબંધી નિસ્પૃહીપણું અનેક પ્રસંગે બતાવ્યા હતા. ગાંધીજીમા જે નિડરતા અને આગ્રહી સ્વભાવ છે તે તેમણે બાપદાદા તરફથી વારસામાં મેળવેલા છે ખરેજ, મહાસાગર વિના પારિજાતકનો જન્મ બીજે કયાથી હોય!

પરંતુ ગાંધીજીના અનેક સદ્ગુણ રૂપી સુંદર રાચરચીલાથી સુશોભિત ચારિત્રરૂપી ઈમારતનો પાયો ધર્મ છે જેના વિકાસ વિના તેઓ જગતમાં આવું અદ્વિતીય સ્થાન મેળવવાને શક્તિમાન્ ન થાત. તેના બીજ વેરનાર તો તેમના સદ્ગુણી માતુશ્રીજ હતાં. બાળકનું ચારિત્ર ઘડવામા માતાનો

હિસ્સો સૌથી વધુ મહત્વનો હોય છે. ' એક સદ્‌ગુણી માતા સો શિક્ષકની ગરજ સારે છે ' એ એક અંગ્રેજ લેખકનું કથન અક્ષરશઃ સત્ય છે સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનરામે પોતાના 'સરસ્વતીચંદ્ર'માં લખેલાં વચન આપણે સ્મૃતિપટ ઉપર હંમેશ કોતરી મુકવા જોઈએ કે " સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, પ્રજા વિના રાજ્ય નથી સ્ત્રીની ઉન્નતિ વિના પ્રજાની ઉન્નતિ અસંભવિત છે " ગાંધીજીના માતુશ્રી બહુ ધર્મિષ્ઠ હતા તેમનો ધર્મ માત્ર રસોડામાં કે મંદિરમાંજ પુરાએલો નહોતો. અપંગ, અનાથ, અને રોગી મનુષ્યોને જોઈ એમનું હૈયું ભરાઈ આવતું દરેકનો તેઓ પ્રેમથી સત્કાર કરતા, તેઓ બુદ્ધિશાળી પણ ઘણા હતા, અને રાણીઓ સાથે મિત્રાચારી હોવા છતા તેમની સાદાઇ અને નમ્રતા અનુપમ હતા પોતાના બાળકોને વહાલથી કેળવવા અને તેમના આરસી જેવા સ્વચ્છ હૃદયોમા ધર્મના શુભ સંસ્કાર પાડવાની તેઓ પુરતી કાળજી રાખતા. તે વખતના અંગ્રેજી ભણેલા અને ખાસ કરીને વિલાયત જઈ આવેલાઓમા જે દુર્ગુણો ઘર કરતા તેનાથી ગાંધીજી બચી શકયા, તેનું સઘળું માન એ સાધ્વી સ્ત્રીનેજ ઘટે છે दाराधीन स्तथा स्वर्ग पितृणा मात्मनश्च ह । એ મનુ ભગવાનનું વાક્ય કેટલું બધું સત્ય છે !

મોહનદાસ સાત વર્ષના થયા, ત્યાંસુધીનો તેમનો અભ્યાસ પોરબંદરની ગામઠી શાળામા થયો હતો સાથે સાથેજ એક ખાનગી શિક્ષક પાસે તેઓ ધર્મના પુસ્તક શિખતા. ત્યારપછી તેમનું કુટુંબ રાજકોટ જઈ વસ્યું; અને

તેથી તેમનો મેટ્રીક સુધીનો અભ્યાસ ત્યાંજ પુરો થયો. તે દરમીયાન ખાસ નોંધવા લાયક બે બનાવ બન્યા હતા. તેઓ બાર વર્ષની ઉમરના હતા ત્યારથીજ તેમનાં લગ્ન કરી નાંખવામાં આવ્યા. આ બાળલગ્નના રિવાજથી આપણે કેટલા નિસ્તેજ અને નિર્વીર્ય બનતા જઇએ છીએ, તેનો હજુ આપણને પુરેપુરો ખ્યાલ આવ્યો નથી, એ ઘણુંજ શોકજનક છે "જે અવસ્થા બ્રહ્મચર્યનું સાંગોપાંગ પાલન કરી તન અને મનને દૃઢ બનાવવામા વપરાવી જોઇએ તે સમયે અવિકસિત કે અર્ધવિકસિત મગજ ઉપર બે આશ્રમનો બેવડો બોજો નાખી તેમની પાસે મહાન કાર્યોની આશા રાખવી એ ઉગતા છોડ ઉપર મોટી શિલા મુકી તેની પ્રગતિને અટકાવી તેમાથી એક સુંદર વૃક્ષ ઉગેલુ જોવાની આશા રાખવા જેવું છે," આ દીવા જેવી ચોકખી વાત પણ સમાજના નેતાઓને ગળે ક્યારે ઉતરશે? ગાંધીજીએતો પોતાની પ્રખર તપશ્ચર્યાના બળે પરિસ્થિતિ ઉપર વિજય મેળવી મહાન થઈ શક્યા. બ્રહ્મચર્ય એતો શક્તિનો સંચય છે જે માણસ પોતાની આવક કરતાં ખર્ચ વધારે રાખે તેને ટુંકા વખતમંજ દેવાળુ કાઢવાનો પ્રસંગ આવે, સ્વામી રામતીર્થ, વિવેકાનંદ જેવા સંન્યાસીઓ, અને ગાંધીજી જેવા કર્મયોગીઓ એટલા માટેજ આ બાબત ઉપર વધુ ભાર મુકે છે. શક્તિ એટલે જીવન; નિર્બળતા એટલે મૃત્યુ. શક્તિના અભાવે આજકાલ આપણે જીવતા છતાં મુએલા પડયા છીએ.

ગાંધીજીના અભ્યાસ દરમીયાન બનેલો બીજો બનાવ ખાસ મનન કરવા જેવો છે. કોટસાની વખારમા પ્રવેશ

કરતાં ગમે તેટલી સાવચેતી રાખવા છતા જેમ કપડાંને મોડા ઘણા ડાઘ પડવાનો સભવ છે, તેમ ગમે તેવો મહાન પુરૂષ પણ પોતાના જમાનાની અસરોથી તદ્દન નિર્લેપ રહી શકતો નથી. ઉત્કર્ષની તીવ્ર અભિલાષાથી પોતાના અડગ મનોબળ વડે માત્ર તે તેમાથી જલદી મુકત થઇ શકે એટલુ જ. અનેક વહેમ, રૂઢિ અને કુસસ્કારો રૂપી મલિન ધુળ નીચે હિંદી સસ્કૃતિ રૂપી હીરો દટાઈ ગયો હતો. ખુદ હિંદીઓને પણ તેનુ ભાન ન હતું. પશ્ચિમના સુધારારૂપી રગબેરગી ભ્રમના ક્ષણિક ઝબકારાથી લોકો અજાઇ ગયા હતા. દરેક રીતે અગ્રેજોનું અનુકરણ કરવુ એ સભ્યતાની પરિસીમા ગણાતી હતી. અગ્રેજો માંસાહારી છે તેથીજ તેઓ આટલા જોરાવર છે, ને રાજ્ય કરવાને સમર્થ છે, એવુ ભુસુ કેટલાક શિક્ષિત હિંદીઓના ભેજામા ભરાઇ ગયું હતું આ અસરોથી તદ્દન મુક્ત રહેવુ તે જમાનામા અશકય નહિ તો મુશ્કેલ તો હતુ જ. ગાધીજી અને તેમના કેટલાક ગોઠીયાઓનાં ચિત્ત ડોલાયમાન થયા. મનુષ્ય એકલો જે કામ કરવાની હિંમત ન કરે તેજ કામ ઘણી વખત તે એક ટોળાના અગ તરીકે વિના સકોચે કરવાને પ્રવૃત્ત થાય છે, કારણકે તેમને તેમ કરવામાં એક બીજાની ભારે ઓથ હોવાનો વિશ્વાસ હોય છે વળી સારા કે નરસા કોઇ પણ કાર્યમાં જેને આપણે પૂજ્ય કે માનનીય ગણતા હોઇએ તેનુ જો ઉત્તેજન મળે તો આપણા નિશ્ચયમાં ઘણું બળ આવે છે, અને આપણા ઉત્સાહમા અનેરો વધારો થાય છે. ગાધીજી અને તેમની ટોળીને પણ એક મુસલમાન ગ્રહસ્થ તરફથી માંસ ખાવાને ઉત્તેજન મળ્યું. હવે

તો માત્ર તેઓ અનુકૂળ સમયની રાહ જોવા લાગ્યા. તેઓએ ફરવા જવાને બહાને પાસે આવેલી નદી કિનારે જઇ ચુપકીથી માંસ ખાવાની શરૂઆત કરી. એક ચુસ્ત વૈષ્ણવ કુટુંબમાં, સુજ્ઞ અને સુશીલ માતાની દેખરેખ નીચે ઉછરેલા હિંદી યુવક માટે આ ખરેખર અસહ્ય હતું. પ્રથમ પ્રાસેજ તેમને ઓકારી આવવા લાગી, પણ સભ્ય બનવાની તીવ્ર ઉત્કંઠા હોવાથી આંખો મીચી ખાઇ નાખ્યું થોડા દિવસ આ કાર્યક્રમ ચાલ્યુ પરંતુ ગાંધીજીનું હૃદય ખિન્ન રહેવા લાગ્યું ઘેર હંમેશની માફક જમી શકાય નહિ, તેથી વારવાર જુઠા બહાનાં કાઢવા પડતા. એક અપરાધ સંતાડવાને અનેક અપરાધોની પરંપરા રચવી પડતી. જેની આગન્યા કોઈ દિવસ તોડેલી નહિ એવી વહાલી માતાને અનેક પ્રપંચ રચી છેતરવી પડતી ગાંધીજીનું ધર્મપરાયણ હૃદય આ બધુ સહન કરી શક્યું નહિ, સત્યનો સરળ અને ટુંકો માર્ગ તજી અસત્યની વાંકીચુકી ગલીઓમાં ભ્રમણ કરવાનું તેને રૂચ્યું નહિ. બાળપણથીજ પડેલી સત્ય બોલવાની ટેવે તેમને બચાવી લીધા માંસ અને માંસાહારી મિત્રોનો તેમણે સદંતર ત્યાગ કર્યો

કહેવાય છે કે એક દુરાચારી મનુષ્યે કોઈ મહાત્માને પોતાના ઉદ્ધારનો માર્ગ પૂછયો. તેની ઉત્કટ જિજ્ઞાસા જોઈ મહાત્માએ કહ્યુ, 'તારે ગમે તેટલાં કુકર્મ કરવાની છુટ છે પરંતુ હમેશા સત્ય બોલવાની દૃઢ પ્રતિજ્ઞા લે" પેલા દુરાચારી મનુષ્યે આ ઉપદેશ પૂર્ણપણે પાળવાનો નિશ્ચય કર્યો જ્યારે તેનાથી કંઇ કુકર્મ થતું, અને તે સંબધી તેને કંઈ પૂછવામાં

આવતું ત્યારે પોતાની પ્રતિજ્ઞા અનુસાર તેને સત્ય બોલવું. પડતું. બીજાની પાસે આવી રીતે પોતાનો અપરાધ કબુલ કરતા તેને ઘણો સંકોચ થતો. લજ્જા અને ગ્લાનિથી તેનું શિર ઢળી પડતું, અને ધરતીમા સમાઈ જવાનું મન થતું. આથી વિવશ બની તેને પોતાના કુકર્મ એક પછી એક છોડવા પડયા. તીવ્ર ઇચ્છા અને અડગ નિશ્ચય શું નથી કરતા?

પોતાની સત્તર વર્ષની ઉંમરે ગાંધીજીએ મેટ્રિકની પરીક્ષા પાસ કરી. ગ્રેજ્યુએટ બનવાની ઇચ્છાથી તેઓ ભાવનગરં કૉલેજમા દાખલ થયા. પરંતુ રજાઓમા તે રાજકોટ આવ્યા, ત્યારે ત્યાના તાજા બની આવેલા એક બેરીસ્ટરે એમને વિલાયત જઈ બેરીસ્ટર થઈ આવવાની સલાહ આપી. એમના મહત્વાકાક્ષી હૃદયને આ વાત બરાબર રૂચી ગઈ; પરંતુ એમના માતુશ્રી રજા આપે તેમ ન હતું વિલાયત જઈ આવેલા લોકોમા ઘણી વખત જે આચારની ભ્રષ્ટતા જોવામા આવતી, તેનાથી તેમનુ ધાર્મિક અંત:કરણ કપી ઉઠતું. આખરે માંસ, મદિરા અને પરસ્ત્રી ગમનનો ત્યાગ કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધા બાદ તેમને જવાની રજા મળી પુરતી તૈયારી કરી તેઓ ત્યા જવા ઉપડયા

ત્યા તેમની સાદાઇ અને સદાચાર માટેના આગ્રહને લીધે તેઓ હાસીને પાત્ર થતા એમના ઓળખાણ પીછાન વાળા એક ‘અંગ્રેજ સદગૃહસ્થ’ બની ગએલા ભાઇને એમનામા રીતભાતની (એટીકેટ) ખામી માલુમ પડવાથી એમણે ગાંધીજીને સુધારવાનું હાથમા લીધુ. નાચવાની, ભાષણ કરવાની અને સારંગી વગાડવાની કળા શીખવાનો આરંભ

કર્યો. નાચના જલસાઓમાં પ્રસંગોપાત જવા માંડયું. એક દિવસ તેમના મિત્ર તેમને ખાણા માટે નોતર્યો બીજા પણ કેટલાક અંગ્રેજ ગૃહસ્થો ત્યા હાજર હતા. શેરવો શાનો બનેલો છે એમ તેમણે નોકરને પૂછવા માંડયું. યજમાનને આમા 'એટીકેટ' ની ખામી જણાઈ તે ઠપકો આપે તે પહેલાંજ શેરવો માસનો બનેલો છે જાણી, ક્રોધથી ગાંધીજી ત્યાથી ચાલી નીકળ્યા. 'જેન્ટલમેન' બનવાનો વિચાર માંડી વાળ્યો. એક ઓરડી ભાડે રાખી ત્યાં પોતાને હાથે સાદી રસોઈ બનાવી જમવા લાગ્યા, અને નાચતાનમાંથી ચિત્ત કાઢી અભ્યાસમાં પરોવ્યુ. આ સમયે પણ એમની સ્નેહકાળ માતાની છાયાએ એમને બચાવ્યા.

અત્યારસુધીના ખાનગી તથા શાળા પાઠશાળાના અભ્યાસ ઉપરથી અને વિવિધ પ્રસંગોમાથી પસાર થઈ મેળવેલા અનુભવ ઉપરથી એમને સત્યની કાંઈક ઝાંખી થવા લાગી. ધર્મએજ જીવનનો પ્રાણ છે, અને ધર્મને બાજુએ રાખી આરંભેલી કોઈ પણ પ્રવૃત્તિથી મનુષ્ય જાતિનું કલ્યાણ થવાનો સંભવ નથી. એવો એમનો દૃઢમત બંધાયો. બેરિસ્ટરની પરીક્ષા પાસ કરી તેઓ સ્વદેશ પાછા આવ્યા.

દેશમાં થોડો વખત વકીલાત કર્યા પછી કાર્ય પ્રસંગે તેમને દક્ષિણ આફ્રિકા જવુ પડયુ. ત્યા તેમને અનેક કડવા અનુભવો થયા દેશબંધુઓનાં દુઃખ જોઈ એમનું કોમળ હૃદય અકળાઉં થઇ ગયુ ત્યાજ નિવાસ કરી તેમના દુઃખે દુઃખી અને સુખે સુખી થવાનો દૃઢ નિશ્ચય કર્યો. કેટલાક આત્મમંથન પછી સત્યાગ્રહનું અમોઘ શસ્ત્ર શોધી કાઢયું.

એના ઉપયોગથી દક્ષિણ આફ્રિકા, ચંપારણ્ય, ખેડા અને ત્યાર પછી અસહકાર યજ્ઞના આચાર્ય તરીકે કરેલી હિંદુસ્તાનની સેવા હજુ તાજીજ છે. એ બધી પ્રવૃત્તિઓનો પૂર્ણ પરિચય આપવાનું આ સ્થળ નથી અહીં તો માત્ર એમની વિદ્યાર્થી અવસ્થાના કેટલાક પ્રસંગોનું દિગ્દર્શન કરાવ્યું છે. આપણામાં કહેવત છે કે 'નર કરણી કરે તો નરનો નારાયણ થઈ જાય.' દરેક મહાપુરૂષનું જીવન આનું ઉદાહરણ છે. પોતાના પ્રબળ પુરૂષાર્થથી તેઓ સામાન્ય મનુષ્ય કોટિમાંથી અવતાર કોટિમાં આવે છે. બાળકો પણ એ રહસ્ય સમજી લઇ તદનુસાર વર્તન રાખશે.

મહાત્માજીની
૫૫ મી જયંતિ

—એક ઉપાસક.



# ધર્મવ્યાધ.

કૌશિક નામે એક બ્રાહ્મણ હતા તે એક દિવસ વૃક્ષ નીચે બેસી વેદ પાઠ કરતો હતો. એ સમયે વૃક્ષ ઉપર બેઠેલા એક બગલાએ તેનાં વસ્ત્ર ઉપર અધાર નાખી. કૌશિકે અતિ ક્રોધે ભરાઈ વૃક્ષ ઉપર દ્રષ્ટિ કરી. તેજ ક્ષણે તેના તપના પ્રભાવથી બગલુ બળીને પૃથ્વી પર પડ્યુ એ જોઇ કૌશિક ને ઘણું દુ ખ થયુ અને ક્રોધને વશ થવા માટે ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યો.

એ દુ ખ–શોકને લીધે તેણે તપસ્યા પડતી મૂકી, ભિક્ષા માટે ત્યાંથી ચાલી નીકળ્યો, અને બારણે બારણે ફરી ભિક્ષા માગવા લાગ્યો. એક દિવસ તે એક ગૃહસ્થને ઘેર જઈ ભિક્ષા માગવા લાગ્યો એટલે ગૃહસ્થ પત્નીએ કહ્યું ! "મહારાજ ! જરા થોભો. ઘરમાંથી ભિક્ષા લઇ આવુ છુ." ગૃહસ્થ પત્ની ઘરમાં જઈ ભિક્ષાનું વાસણ સાફ કરતી હતી, એટલામા તેનો પતિ થાકી, ક્ષુધાતુર થઇ ઘરમાં આવ્યો પત્ની તેજ ક્ષણે પતિની સેવામાં ગુ થાઈ ગઈ, બારણા બહાર ભિક્ષુક બ્રાહ્મણને ઉભો રાખ્યો હતો તે વાત ભૂલી ગઈ તેના પતિએ ભોજન કર્યું અને વિશ્રાંતિ લેવા ગયો, ત્યારે પત્નીને ભિક્ષુક બ્રાહ્મણ સંબંધી યાદ આવ્યુ

ગૃહસ્થ પત્ની ઉતાવળે પગલે શરમાતી શરમાતી, ભિક્ષા પાત્ર હાથમા લઈ બ્રાહ્મણ સમક્ષ ગઈ બ્રાહ્મણે લાલ મો કરી કહ્યું, "મને ઉભો રાખી તમે આટલી બધી વાર કયા ગયા હતા ? મને વ્હેલી ભિક્ષા કરી ના આપી ?" પતિવ્રતા ગૃહસ્થ પત્નીએ બે હાથ જોડી મસ્તક નમાવી કહ્યું –"ક્રોધ કરશો નહિ. મને ક્ષમા કરો હું પતિને ઇશ્વર

સમજુ છુ. તેઓ થાકેલા ક્ષુધાતુર થઈ એકાએક ઘેર આવ્યા, તેથી તેમની સેવા કરવામા આટલો બધો વખત મારે રોકાવુ પડયુ, એજ કારણથી તમને ભૂલી ગઇ હતી.

કૌશિકે કહ્યું "બહુ સારૂ તમે ભિક્ષુક-બ્રાહ્મણને તુચ્છ માની તમારા પતિને ઈશ્વર માનોછો ? દેવરાજ ઇન્દ્ર પણ બ્રાહ્મણને માન આપે છે તમને ખબર છે કે; બ્રાહ્મણ ક્રોધે ભરાય તો પૃથ્વીને બાળી ભસ્મ કરે છે પતિવ્રતા પત્નીએ ઉત્તર દીધો; "મહારાજ! ગુસ્સો કરશોના. હું કાઈ બગલુ નથી. તમારી ક્રોધ ભરેલી દૃષ્ટિ મ્હને શું કરે એમછે ? હું બ્રાહ્મણનું કદી પણ અપમાન કરતી નથી. મ્હને ક્ષમા કરજો પતિસેવાનેજ હું તો મહાન ધર્મ સમજુ છુ. તેથીજ હુ એક ચિત્તે મહારા પતિદેવની સેવા કરૂ છુ. તે સમયે હું બીજુ બધુ ભૂલી જાઉ છુ પતિસેવાનુ ફળ તમારી પણ જાણવામાજ છે.

તમે ક્રોધ ભરેલી દૃષ્ટિથી બગલાને બાળી ભસ્મ કર્યો છે તે હુ જાણી શકી છુ તમે ક્રોધે ભરાઈ તમારી તપસ્યાનું બળ શા માટે નષ્ટ કરોછો ? સત્યધર્મ જાણવાની ઇચ્છા હોય તો મિથિલાનગરીમા જઈ ધર્મવ્યાધ નામક મનુષ્યને જઈ મળો, અને તેની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરો. એ પરમ ધાર્મિક વ્યાધ (પારધી-શિકારી) સર્વદા મન-પ્રાણ પૂર્વક માતાપિતાની સેવા કરે છે તે તમને સાચો ધર્મ સમજાવી શકશે."

'કૌશિકે કહ્યું "પતિવ્રતે' ત્હારા પર હુ અતિશય પ્રસન્ન થયો છે મહારો ક્રોધ નષ્ટ થયો છે. તે મ્હને તિરસ્કાર રૂપે જે શિખામણ આપી છે તેથી મહારા ઉપર તેં મ્હોટો ઉપકાર કર્યો છે હવે હું ધર્મવ્યાધની પાસે જવા આજ્ઞા માગુ છું.

કૌશિક બ્રાહ્મણ પતિવ્રતાને ધન્યવાદ આપતા, પતિવ્રત માહાત્મ્ય પ્રત્યે વિચાર કરતા મિથિલા તરફ ગયો. મિથિલામાં જઇ તેણે ધર્મવ્યાધની તપાસ કરી અને વેગળેથીજ તે જોઇ શક્યો કે; ધર્મવ્યાધ પોતાની દુકાનમા બેઠો બેઠો હરણ અને ભેંસનું માસ વેચી રહ્યો છે.

કૌશિક-બ્રાહ્મણ આવ્યાના સમાચાર વ્યાધે એકાએક જાણી લીધા એટલે તુરતજ તે દુકાન ઉપરથી નીચે ઉતરી બ્રાહ્મણ ચરણની રજ લઇ પોતાને મસ્તકે મૂકી, અને કહ્યું:- "મહારાજ! પેલી પતિવ્રતા સ્ત્રીએ તમને મિથિલામાં મ્હારી પાસે આવવાનું કહ્યું છે. તમે જે કાર્ય માટે આવ્યા છો તે હું જાણી શકયો છું તમારી શી ઇચ્છા છે, તે હવે મ્હને જણાવો."

ધર્મવ્યાધના એ શબ્દો સાંભળતાંજ કૌશિક સજ્જડ થઇ ગયો. વ્યાધને મુખેથી પોતાના આગમનનું ગુપ્ત કારણ સાંભળી તેને વિશેષ આશ્ચર્ય થયુ. ધર્મવ્યાધે કહ્યું "ભગવન્! આ સ્થાન તમને પસંદ પડતું નથી માટે તમારી ઇચ્છા હોવાથી મ્હારે ઘેર ચાલો." ધર્મવ્યાધને ઘેર ગયા પછી કૌશિકે તેને કહ્યું "તમે આટલા બધા ધાર્મિક છો, છતા આવું તિરસ્કારજનક કાર્ય શા માટે કરોછો? તમારાં એ કૃત્યથી મને આશ્ચર્ય અને દુખ થાય છે.

વ્યાધે કહ્યું "મહારાજ! મ્હારા દાદા અને પિતા વંશપરંપરાથી એ કામ કરતા આવ્યા છે, તે જ હું પણ કરૂંછુ. માટે તમે દોષ કરશો નહિ. જે પશુનું માસ હું વેચુ છું, તે પશુનો વધ હું પોતે કરતો નથી બીજા માણસોએ વધ કરેલાં પશુનું માસ હુ વેચું છું, પરંતુ હું પોતે માંસ ખાતો નથી. હુ મ્હારા માતા પિતા અને ગુરૂજનોની સેવા કરૂંછુ. હું સત્ય વચન બોલું છુ. કોઇનો દ્વેષ

કરતો નથી. કોઈની નિંદા પણ કરતો નથી." ત્યાર પછી મહાત્મા કૌશિકના આગ્રહથી તેને તે સત્યધર્મ ઉપદેશ સાંભળાવવા લાગ્યા, અને અનેક ઉપદેશ કર્યાં પછી બોલ્યો કે "પ્રભુ! હું મારા માતા પિતાને સાક્ષાત્ દેવતા માનું છું. પ્રતિદિન તેમની સેવા કર્યા વગર હું ભોજન કરતો નથી. ભક્તિપૂર્વક તેમની સેવા કરવાથી મ્હને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઇ છે, તેના બળથીજ હું જાણી શકયો હતો કે પ્રેમી પતિવ્રતા સ્ત્રીએજ તમને મ્હારી પાસે મોકલ્યા છે મહારાજ! તમે માતાપિતાની રજા લીધા વગરજ તેમને સંતોષ આપ્યા વગરજ વેદનો અભ્યાસ કરવા ઘેરથી ચાલ્યા ગયા છો, એ કામ તમે બહુ ગેરવ્યાજબી કર્યું છે તમારાં વૃદ્ધ માતપિતા તમારા વિયોગ દુખથી અંધ થયા છે તેથી પિતામાતાને સુખી કરવા માટે તુરત ઘેર ચાલ્યા જાઓ, નહિતો તમારૂં ધર્મ કર્મ અને તપસ્યા બધું નાશ થઈ જશે."

કૌશિકે કહ્યું –" હે ધાર્મિક-શ્રેષ્ઠ! તમે જે કાંઈ કહ્યું છે, તે સર્વસત્ય છે. હું તમારા ઉપર ઘણો પ્રસન્ન થયો છું. તમારા ઉપદેશથી મ્હને જ્ઞાન પ્રાપ્ત થયું છે." એમ કહી કૌશિક ધર્મવ્યાધની આજ્ઞા લઈ ઘેર પાછો ફર્યો. અને પરમશ્રદ્ધા-ભક્તિથી માતાપિતાની સેવા કરવા લાગ્યો. ધર્મ વ્યાધના ઉપદેશથી તેને એવું દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું કે માત્ર શાસ્ત્રનો અભ્યાસ અને તપસ્યા કરવાથીજ ધર્મ લાભ થતો નથી. સંસારનાં ન્હાના મોટા કર્તવ્યના સમ્યમાથીજ ધર્મલાભ થાય છે. સત્યવચન, દ્વેષ રહિતપણું, માતાપિતા ગુરૂજનોની સેવા વગેરે સદ્‌ગુણથીપણ ધર્મ-લાભ થઇ શકેછે.

(ભારતજીવન) હરીલાલ ઈ રામચન્દ્ર મ્હેતા.

---

# સૌ સૌની ધૂનમાં!



એક ગામડાને પાદરે સવારના મળસ્કે ગામલોકનું પંચ કોઈક ગામને લગતી બાબત વિષે વિચાર કરવાને મળ્યું હતુ ઘણાખરા લોક આવી ગયા હતા ને હજુ કેટલાક આવવાના બાકી હતા, એટલામાં એક કુકડો નજીકની જગ્યામા

કુકે કુઉ ઉકૂકૂકૂકૂકૂકૂકૂકૂક કુક કુઉઉઉકૂકૂકૂકૂકૂક!

એમ બોલ્યો. એનું બોલવુ સાંભળી પ્રાણુશંકર પંડીત નામના એક બ્રાહ્મણ જેઓ સવારના પ્હોરમા મોડા ઉઠવાને લીધે ન્હાયા ધોયા વગર, પાઘડી પહેરી કપાળે ભસ્મનો લપાટો લગાવી ઉઘાડે અંગે ખેસ ચઢાવી ઘુંટણપુર ધોતી-યાના "ફુલ ડ્રેસ"માં ત્યા બેઠા હતા. તેમણે પોતાની અક્કલ ખાલી કરી. "આ કુકડાના બે લવામા જે છે, કે કેવો ગૂઢાર્થ રહેલો છે બધો! એ પોતાની ભાષામા એવુ સરસ વદે છે કે -

"સીતા રામ કે દશરથ!"

કુકડાના કુકડેકુકનો આમ અર્થ થયો જોઈ, એક મિયાં ઇ ત્યા બેઠા હતા, તે બોલી ઉઠયા,—અરે તુમ બિ કયા વાર ...રા કરભાઈ, વો મરઘા તો એસા બોલતા હૈ કે -

"અલ્લા તેરી કુદરત!"

આ બન્નેની હકીકત સાંભળી એક સાવકશા નામના મોટા ઘાટસ્ની બાટલીના વેપારીથી ચૂપ ન રહેવાયુ તે પાટલુનપર ... મહેનતે પલાંઠો ચપચીને વાળતા બોલવા લાગ્યા,—"મું

રમે હોઠ ઓતું ઓતું બાલાય ! એ આમ ફૂકરી તો એમ કહેય કે—

"સોદા લેમન કે સરબત !"

સાવકશા શેઠની આ વાત સાભળી ગામને સુથાર માધો મીસ્ત્રી કેમ ચૂપ રહે ? ખાદીની જાડી બંડી પહેરેલા હાથે કપાળ લૂછતા લૂછતા તે બાલ્યો, "આમ શાવકશા શેઠ! એ એમે તો ગામડામો વસ્યા થયા સ્હીએ તે જનાવરોની બાલ્રી સારી રીતે જાણીએ; એતો એમ બોલે છે કે –

"ફણી ફરસી કે કરવત!"

હવે જ્યારે માધો મીસ્ત્રી બોલે ત્યારે કાથડભાઈ કાછીયો છાનો રહે જ કેમ ? તેણે જાણ્યુ કે હવે આપણે પણ બોલવાનો વખત આવી લાગ્યો છે તે બોલી ઉઠયો, ના,ના! કુકરો તો એમ કહે છે કે –

"પ્યાજ મીરચી કે અદરત !"

આ પ્રમાણે વાત સુથાર ને કાછીઆપર આવી ગઈ હતી, તેથી પોપટલાલ પટેલ નામના પોતાને એક મહાન લેખક અને વિદ્વાનમાં સમજનાર ભયંકર લેખકથી ચૂપ ન રહેવાયુ તે બોલી ઉઠયા,–અધૂના તો આપણા ભાષા સાહિત્યમા જે અરાજકતાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યુ છે તેથી આપણી સર્વ ઉચ્ચ ભાવનાઓનો વિચ્છેદ થઈ ગયો છે. વસ્તુત તો આ પ્રભાતનો તપસ્વી કુકુટાધિપતિ એમ કવિ રહ્યો છે કે –

"બોલો શું છે સરસ ? નવચેતન કે ગુજરાત !"

અને આ ઉત્પ્રેક્ષાલંકાર છે એવો કુવલયાનંદે સિદ્ધાંત પ્રતિપાદન કર્યો છે !

હવે આ પોપટપટેલ ઝળક્યા, ત્યાં કવિ કલભલભાઈ કાંઈ બોલ્યા વગર રહે? તેમણે હાંકવા માંડ્યું. શું વધો છો તમે પોપટલાલ પટેલ! ક્યહાં કૂકડો તે કેમ બોલતો હશે! એ કકૂકડો તો કેમ બોલે છે કે.-

" જુઓ પહેલો પરવત! "

આ બધી કેકાકેકીથી જેનું માથું દુખી આવ્યું હતું એવા વિઠ્ઠલનાથજી મંદિરના મુખ્યાજી શંકરરામ સમાધાની તમામ મંડળીને "જેશ્રીકૃષ્ણ" કરતા બોલ્યા કે,-હે હરીજનો આ કુકડો ખરી રીતે તો એમ બોલે છે કે.-

" છોડો બધી ખટપટ "

હજુ કોઈ વળી નવો ભમરડો ઘુમાવત. એટલામાં ભગલો હજામ, ગામના મુખી દખાભાઈ પટેલનો મોટી નળી વાળો ચાંદીનો હુકકો લઈને આવ્યો અને પાછળ મુખી પણ આવ્યા, એટલે આ વાત વિસારે પડી; ને " બાપલા રામરામ! રામરામ બા! જય સ્વામીનારાયણ ભાઈ! જેશ્રીકૃષ્ણ પટેલ, હોસ્લો,સાહેબજી, મિ. દખાભાઈ પટેલ. મહાશય વંદેમાતરમ! એમ અનેક જાતના અવાજો થઈ રહ્યા ને ઉપટી વાત વિસારે પડી.

[ભાવનગર] રમણલાલ નાનાલાલ શાહ.

# રાજાની દાનત.

---

( [illegible]ની વાત )

એક વખતે એક રાજા શિકાર કરવા ગયો. એક વાઘની પાછળ પડવાથી તેના માણસોથી તે જૂદો પડી ગયો. સૂરજના સખત તાપથી તેને તરસ લાગી. અઘોર વનમા એક બગીચા જેવુ જણાયું, તેમા તે પેઠો. રાજા શિકારીના વેશમા હતો, માળી પાસે રાજાએ પીવાને પાણીની માગણી કરી. માળીએ બાગમાથી એક સરસ દાડમ તોડી રાજાને પવાલામા દાણા નીચોવી મીઠો રસ ભરી દીધો. રાજા પી ગયો. તેને ખૂબ તરસ લાગી હતી; જેથી બીજા પવાલાની માગણી કરી. માળી દાડમ લેવા માટે બાગમા ગયો. રાજાને વિચાર થયો કે "આ બાગની જમીન રસાળ છે, માટે આ બાગના માલિકની તપાસ કરી તેનો કર બેવડો કરવો જોઇએ. માળીને રસ લઈ આવતા વાર થઈ બે કલાક થયા પણ માળી જણાયો નહિ. રાજાને ખૂબ ચિંતા થઇ; ને તરસથી પીડાયો. થોડી વારમાં માળીને આવતા દીઠો. માળીએ પાસે આવી અધુરૂ પવાલુ રાજા પાસે મૂકી દીધુ

રાજાને પવાલુ અધુરૂ રહ્યાનું કારણ જાણવાની મરજી થઇ. તેથી માળીને કહે કે "પહેલી વખત તરત રસ ભરીને લાવેલો, અને હમણા આટલી બધી વાર થઈ છતા અધૂરૂ પવાલુ શાથી ?"

પરદા માળીએ નરૂત સાચેસાચું કહી દીધું.

"પહેલાં હું આપને માટે રસ કહાડવા ગયો તે વખતે રાજાની દાનત સાફ હતી, પરન્તુ બીજી વખત ગયો તે વખતે રાજાની સાફ દાનત બદલાઈ રૈયત પરનો ભાવ ઓછો થઇ મતિ ફરી ગઈ હશે જેથી મારા દાડમ એકાએક નિરસ થઈ ગયા, તે સિવાય મને બીજું કંઇ કારણ જણાતું નથી."

રાજા સમજી ગયો ને માળીને શાબાશી આપી કરની માફી આપી—

બાળક.] ભીખાભાઇ વ્યાસ.

—∘✱∘—

# ભવિષ્યવાદી.

એક માણસ મોટો ભવિષ્યવાદી હોવાનો દાવો કરતો હતો. તે રસ્તામાં ઉભો રહીને લોકોનું ભવિષ્ય કહેતો હતો. અને કોઈની કંઇ ચીજ ખોવાયેલી હોય તો તેનો પત્તો ક્યાં મળશે તે બતાવતો. એક દિવસ તે આ કામમાં ખૂબ લીન હતો, એટલામા આસપાસના ટોળામાથી એક મશ્કરે માણસ આગળ આવી ઠાવકા મોઢી કહેવા લાગ્યો. “દોડો રે દોડો! તમારા ઘરને આગ લાગી, અરે પુરૂં બળી પણ ચૂક્યું હશે.”

# ગધેડાની ચાલાકી.

---

યુરોપમા સ્પેન નામે એક દેશ છે, ત્યાના એક ગોવાળ પાસે એક ગધેડો હતો. જેના ઉપર તે હમેશા દુધના વાસણ લાદી દુધ વેચવા જતો હતો. એક વખત તે ગોવાળ ઘણો માંદો થયો એના ઘરમાં એના સીવાય કોઈ બીજુ માણસ ન હોવાથી પોતાના મુકરર કરેલા ઘરાકોને દુધ કેવી રીતે પહોચાડવુ એ વિચારમા તે પડયો. આખરે તેને એક યુક્તિ સુઝી. તેણે દુધને શીશાઓમા ભર્યું તથા તેના પર ધણીઓના નામના લેબલ ચોટાડી ગધેડા પર ભરી ગધેડાને શહેરમાં રવાના કર્યો

ગધેડો શહેરમા પ્રથમ જેજે મહોલાઓમા તેનો ધણી તેને લઇ જતો હતો ત્યા ગયો અને ઉભો રહ્યો. આ જોઈ ઘરાકો આવ્યા અને પોતપોતાનુ દુધ શીશાઓમાથી લઈ ખાલી શીશા ગધેડાપર લાદી દીધા ' એવી રીતે દરેક મહોલ્લામા તે ગધેડો ફર્યો અને કોઇપણ ગ્રાહક રહેવા દીધું નહી ત્યારે ખાલી શીશા લઈ પાછો ઘરે ફર્યો. તેને આવેલો [illegible] ગોવાળે શીશા તપાસ્યા તો એકે ઓછો ન હતો તથા [illegible]યો ન હતો–ત્યારથી દુધ આપવા હરરોજ તે ગધેડો, [illegible]તો તથા દુધ વેચી ખાલી બાટલીઓથી ઘેર આવી જતો.

અબ્દલા [illegible]ગાયા.

# શિખાઉ–છોકરો.

( ૯–દુ કેટલા ?–તો કહે કમાડ )

એક છોકરો પોતાના બાપની સાથે પોતાને મોસાળ ચાલ્યો. રસ્તામાં તેના બાપની સાથે વાતો કરવા માંડયો કે–બાપા ! હું દુનો ઘડીઓ શીખું છુ પણ તેમા ૭, દુ નું પલાખુ ભૂલી જાઉ છુ

બાપ કહે–એમા શું ? જો કંઈ નિશાની યાદ રાખીએ તો ફરી ભૂલાય નહિ. ૭ દુ બાર બોલતા જો (ઘરનું) 'બાર સાખ' સભારીએ તો તુરત યાદ આવે કે–૭ દુ બાર. વળી મન રાખીને શીખીએ તો બધું યાદ રહે જો, બેટા ! તારે મોસાળ કોઈ પૂછે તો કહેવું કે–મારા બાપુ મને રોજ પલાખાં પૂછે છે હું તેના તરત જવાબ દઉં છુ મારા બાપાએ મને સારી યુક્તિ બતાવી છે." છોકરો કહે 'બહુ સારૂ બાપા.'

મોસાળ ગયાપછી જમી કરીને સૌ બેઠા એટલે મામાએ પૂછયું કે–કેમ ભાણા ભાઈ ! કાંઈ ભણો છો કે ?–ભાણાએ કહ્યુ–હોવે મામા, હું દુનો ઘડીઓ શીખુંછું. તેના મામા કંઈ પૂછવા જતા હતા, ત્યાં બાપ વચ્ચે બોલી ઉઠયો–કહે એકએ–૭ દુ કેટલા ?–આપે રસ્તામાં શીખવ્યું હતું તે પ્રમાણે

શાહને કંઈ કહેવાનુ છે; માટે મને પહેલા તો બાદશાહ આગળ લઈ જાઓ. તે મુજબ તેને બાદશાહ આગળ લઈ ગયા અને સરવેને તે ઓરડામાંથી બહાર જવા ફરમાવ્યું. હજામે કહ્યુ મારૂ મોઢુ આપે જોયુ તેથી આપને ભૂખ્યુ રહેવુ પડયુ, પરંતુ મેં તમારૂ મોઢુ જોયું તેથી મારે ફાસીએ જવુ પડે છે વાસ્તે એ વાત શહેરના લોકોના જાણવામા આવશે તો તે કોઇ તમારૂ મોઢુ જોશે નહીં. આથી રાજાએ તેને ઇનામ આપ્યુ અને કહ્યુ કે શહેરમા એ વાત કરીશ નહિ

લાલચંદ. વી. શાહ.

---

## રામ વનવાસ

રામચંદ્રજીએ સીતાને સમજાવવા યત્ન કર્યો. "પ્રિયે, તું મારી વાત માન. ઘેર રહે, અને સાસુ સસરાની સેવા કર. કેમકે તેથી મોટો તારો બીજો કોઇ ધર્મ નથી. દિવસ જતાં વાર લાગતી નથી. આ દિવસ પણ ક્યાંના ક્યાંય જતા રહેશે. પિતાનું વચન પાળીને તને હું મળીશ. વધુ દુરાગ્રહ કરીશ તો તને ક્લેશ થશે. વનમાં હરેક પ્રકારનાં દુઃખ પડે છે. કાંટા, કાંકરા પર ચાલવું; પર્વત, ટેકરા, ખાડા ચઢવા ઉતરવા, નદી નાળાં ને ગુફામાં થઇને જવું પડશે. જ્યારે તું ચિત્રરૂપી વાઘ, સિંહ જોઇને ગભરાઇ જાય છે, ત્યારે તું ત્યાં સાથેસાથમાં વિકરાળ વનપશુઓ જોઇ, તો તને કેટલી બીક લાગશે? જેના ઘોર નાદ સાંભળતાં ભલભલા પુરૂષોનાં કાળજાં થરથરી જાય છે; તો તું તે કેમ સાંભળી શકશે? તારૂં કામ જંગલમાં રહેવાનું નથી. માનસરોવરની હંસણી ખારા સમુદ્રનું જળ કેમ પી શકશે?"

પતિનાં આવાં કોમળ વચનો સાંભળી સીતા રોવા લાગી. વનનાં દુઃખો સાંભળીને જો બીજી સ્ત્રી હોત, તો તે દબકીજ જાત. પણ સીતાને તો પતિવિરહ કરતાં બીજું દુઃખ વધુ જણાયું નાહ. પહેલાં સાસુની રૂબરૂમાં તે વધુ બોલી શકી નાહ. માત્ર આંખમાંથી આંસુ સારી ઉભી રહી હતી. પણ રામનાં આવાં લાંબાં લાંબાં સમજાવનારાં વચનો સાંભળી તેનાથી શાંત રહેવાયું નાહ ને બોલી:

"પ્રાણેશ! તમારા વિના મને સ્વર્ગ નરક સમાન છે, માતાપિતા, ભાઇબ્હેન, સગાં સંબંધી મારે શા કામનાં? જેમ પ્રાણ વિના શરીર નકામું છે, પાણી વિનાં નદિ શુષ્ક

છે તેમ તમારા વિનાની હું છું. વનનાં દુઃખો તમારી સાથે મને શું કરી શકવાનાં? વનમાં આવી ગમે તેવાં સંકટો વચ્ચે હું તમારી સેવા કરીશ એજ અહોભાગ્ય છે!"

સીતાનાં આ વાં વચનો સાંભળી રામનું હૈયું ઠગી ગયું મારા વિના તે એક દિવસ પણ નહિ જીવી શકે! આમ વિચારી સીતાને સાથે લેવાની રામે માતા પાસે આજ્ઞા માગી.

કૌશલ્યાથી આ સાંભળી શકાયું નહિ. પોતાની છેવટની આશા પણ કાચા સૂતરની પેઠે તૂટી ગઈ ને અરે રામ! સીતા! આમ ઉચ્ચાર સાથે ભોંયપર પછડાઈ પડયાં. કંઈ ચૈતન્ય આવતાં રામ સીતાએ માતા પાસે જવાની રજા માગી. કૌશલ્યાએ રડતાં રડતાં રજા આપી, અને વારંવાર પુત્ર તથા પુત્રવધુને ઉપદેશને આશીર્વાદ આપવા લાગ્યાં.

કૌશલ્યાએ સીતાને કહ્યું "પુત્રી! તારૂં અખંડ સૌભાગ્ય રહો. તેં પતિભક્તિની જે પરાકાષ્ઠા બતાવી છે, તે વડે અહોનિશ નિર્ભય રહે. સ્ત્રીઓનું સર્વસ્વ પતિ છે. તારી સેવાવડે, મનથી, પ્રેમથી તું તારા પતિને ખુશ રાખજે, જેથી મારા રામને વનવાસમાં ક્લેશ ન થાય."

સીતાએ સાસુને પગે લાગતાં કહ્યું: "માતા! મેં શાસ્ત્રોથી પતિપૂજા ને પતિપ્રેમ જાણ્યા છે. મારા સ્વામી સાક્ષાત્ ઈશ્વર છે, તેમની સેવાનું મહત્વ હું પૂરી રીતે પાળીશ.

બાદ બન્ને જણે રાજવંશી કપડાં ત્યાગી વલ્કલ પહેરવા માંડયા. વાત પર વાત જતાં લક્ષ્મણે આ વાત સાંભળી. તેતો તત્કાળ ભાઈ, ભાભીના વનમાં જવાના સમાચાર સાંભળતાં રડતા રડતા આવી પહોંચ્યા ને પોતાને સાથે લઈ જવા માટે પ્રાર્થના કરવા લાગ્યા. રામે બહુ સમજાવ્યું

કે, "તારા આવવાથી અયોધ્યા સૂની પડશે. પિતા માંદા છે, ભરત ને શત્રુઘ્ન તેમના મોસાળ ગયા છે. આ વખતે તું પણ સાથે આવીશ તો અહીંનું શું થશે ?"

લક્ષ્મણે એક પણ શબ્દ માન્યો નાહ. આજ સુધી જેણે એક દિવસ પણ જુદાઈ નથી સહી, જેની સેવા રાત દિવસ છોડી નથી; તેમનો ચૌદ વર્ષનો વિયોગ કેમ સહન થાય ?

રામજીએ લક્ષ્મણની ભારે હઠ જોઇ, ત્યારે કહ્યું કે, "જા. સુમિત્રા માતાની આજ્ઞા લેઇને આવ."

તરતજ લક્ષ્મણ માતા પાસે ગયા ને બધી હકીકત કહી સંભળાવી. આ સાંભળી સુમિત્રાને દુ:ખ તો થયું; પરંતુ તે જેવી તેવી મા નહોતી. તે તો "વીર માતા" હતી. તે પોતે વીર હતી; તેવો તેનો પુત્ર પણ વીર હતો. પુત્રની માગણી સ્વીકારી તેણે કહ્યું. "વહાલા પુત્ર! તું આજથી રામને પિતા, સીતાને માતા અને વનને અયોધ્યા સમજજે. હું રજા આપું છું કે તું આનંદથી તેમની સાથે જા."

જુઓ, દરેક માતાઓ કૈકેયી જેવી નથી હોતી. કેટલીય સુમિત્રાઓ ભારત માતાની ગોદમાં પેદા થાય છે; કે જે પોતાની શોકયનાં છોકરાં પર પણ પોતાનાં છોકરાં કરતાં અધિક ભાવ રાખે છે.

ત્યાર પછી રામ, સીતાને લક્ષ્મણ ત્રણેએ રજા માગી. સુમંત્રે રથ તૈયાર રાખ્યો હતો, તે પર ત્રણે બેઠાં. અયોધ્યાની તમામ પ્રજા હાહાકાર કરતી ઉઠી ને રથ પાછળ ચાલવા લાગી. રામે તમામને પાછા વળવા કહ્યું, પણ માન્યું નાહ. આવો પ્રજા પ્રેમ જોઈ રામનું હૈયું ભરાઈ આવ્યું. સુમંત્રને રથ સપાટાબંધ હાંકવા કહ્યું. કેમકે પ્રજાની આ સ્થિતિ તે

જોઈ શકતા ન હતા. લોકો રથ પાછળ દોરવા લાગ્યા ને જ્યારે થાકયા ત્યારે એક ઠેકાણે ઉભા રહી, વિલાપ કરવા લાગ્યા. આ દેખાવ જોઈ ત્રણેએ રથ પરથી ઉતરી પગે ચાલવા માંડયું. સાંજ થતામાં તો અયોધ્યા નગરી દેખાતી બંધ પડી.

સાંજ પડતાં સર્વ તમસા નદીના કિનારા પર આવી પહોંચ્યા. રામે આ સ્થળે આરામ લેવા વિચાર જણાવ્યો.

મોટાભાઈની આજ્ઞા થતાં લક્ષ્મણે ભાઈ ભાભી માટે કોમળ પાંદડાંની પથારી બનાવી, જેના પર રામ, સીતાએ શયન કર્યું. લક્ષ્મણ અને સુમંત્ર જાગતા રહ્યા. બીજા નાગરિકો પણ સુઈ ગયા. બધાએ આજે ઉપવાસ કર્યો હતો.

કાળની ગતી ન્યારી છે! જેને સોનાના પલંગમાં ઉંઘ આવતી નહિ, સો સો સેવકો સેવામાં હાજર રહેતા; તેઓ આજે જમીન પર પાંદડાંની પથારીમાં સુખથી ઉંઘ લઈ રહ્યાં છે.

રામચંદ્રજી પાસે હોતા, સીતા પોતાનાં સર્વ દુઃખ વીસરી જતી. સ્વામીના સુખે સુખી, ને દુખે દુખી બની સ્વામીનું દર્શન એજ અહોભાગ્ય સમજતી. પોતાના શરીરનાં દુઃખોને તે લેશ પણ ગણકારતી ન હતી. સીતાએ રામને કહ્યું હતું; કે "નાથ! તમારું શરીર જોતાં જોતાં મારાં સર્વ દુખ ટળી જશે જેથી તમારી સાથે લેવામાં જરા આચકો ખાશો નહિ" સીતા! ધન્ય તમારી સ્વામી ભક્તિને!

થોડી રાત વીતતાં રામે પ્રજાજનને સુતેલા દીઠા. આ જોઈ રામે સુમંત્રને રથ જોડી જલદી ચલાવવાની આજ્ઞા કરી, કે જેથી આ લોકો ઉઠીને આગળ આવી વધુ દુઃખ

વેઠે નહિ. સુમંત્રે તરત રથ જોડી આગળ હંકારવા માંડ્યો. રામચંદ્રનો રથ શૃંગવેરમાં આવી પહોંચ્યો, તે નગરનો રાજા રામજીનો બાલમિત્ર હતો. તેણે આવી રામનો સહર્ષ સત્કાર કર્યો. બધા સમાચાર સાંભળી તેને દિલગીરી થઇ. રાજા ગુહે કહ્યું, કે મહારાજ! અહીં વન માની ચૌદ વર્ષ રહો. અમે આપના દર્શનથી કૃતાર્થ થઇશું. પણ રામજીએ એક શબ્દ માન્યો નાહ; કેમકે તે જાણતા હતા, કે "દુઃખમાં મિત્રને ઘેર જવું નહિ." રાજાએ લાચારીથી બીજે દહાડે હોડી મગાવી ગંગાને પેલે પાર ઉતારવાની સવડ કરી.

હવે સુમંત્રને છૂટા પડવાનો સમય આવ્યો આ ત્રણ દેવરૂપ આત્માથી છૂટા પડવાનું કમભાગ્ય સુમંત્રને મળ્યું. રામે કહ્યું, "સુમંત્ર! હવે તમે પણ જાઓ. હવે અમારે રથની જરૂર નથી, અમે હવે પગથી ચાલીશું. જઇને માતા પિતાને પ્રણામ કરજો અને જ્યારે ભરત, શત્રુઘ્ન તેમના મોસાળથી આવે, ત્યારે પ્રણામ સાથે આશીર્વાદ કહેજો. પ્રજાને ધીરજ આપજો, અને કહેજો કે, ભરતમાં રાજભક્તિ રાખી, કોઈ કોઈ વખતે અમને યાદ કરજો."

આ સાંભળી સુમંત્ર ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યો, રામે તેને ધીરજ દીધી, અને સ્નેહપૂર્વક વિદાય દીધી. સુમંત્ર અયોધ્યામાં રઢી વિનાના દેહે પાછો આવ્યો.

સુમંત્રના ગયા બાદ રામે, સીતાને લક્ષ્મણ ગંગાજીમાં હોડીથી ઉતરી બીજે કિનારે પ્રયાગતીર્થમાં આવ્યાં. પાસેજ ભરદ્વાજ મુનિનો આશ્રમ હતો. મુનિએ તેઓને દીઠાં કે તરત દોડીને વધાવ્યાં ને આશીષ દીધી, અને ત્રણેને પોતાના આશ્રમે તેડી ગયા. તે દિવસે ત્યાં રહી,

બીજે દહાડે જમનાને પેલે તીરે ચિત્રકૂટમાં ઝુંપડી બનાવી રહેવાની ઈચ્છાએ ત્યાંથી ચાલ્યા. ચિત્રકૂટ પર આવી, લક્ષ્મણે પાંદડાંની એક ઝુંપડી બનાવી ને તેમાં રહેવા લાગ્યાં.

સીતાએ અત્યારસુધીમાં યાત્રા કરી ન હતી અરે, નગરમાં પણ વધુ ચાલી નહતી. પણ અત્યારે તે ગાઉના ગાઉ પગે ચાલી યાત્રા કરતી. કદી આરામ લેવા રહેતા તો પાંદડાંની પથારીમાં સૂઈ નીચે આનંદ માનતાં, જે મેવાં, મીઠાઈ ને પકવાન જમતી, તે આજ કંદમૂળ, ફળ-ફુલ ખાઈ નિર્વાહ કરતાં, ચિત્રકૂટમાં તેઓ આનંદથી રહેતાં. "વનને અયોધ્યા, અને ઝુંપડીને મહેલ માની રહેતાં અને સમજતાં કે જ્યાં મારા નાથ છે, ત્યાં મને સ્વર્ગ છે."

ચિત્રકૂટ પર ઝાડો ખીલી રહ્યાં હતાં. ફળ-ફુલથી ઝાડ લચી રહેલાં, સુગંધદાર ફુલઝાડ સુગંધ ફેલાવી રહ્યાં હતાં, "વૃક્ષોની પરાઓ, ઝરણાંના મીઠા કલરવ; સરોવરમાં ખીલેલાં કમળો, વૃક્ષને વીંટળાતી વેલીઓ, કોયલ, મોર, ચકોર, ચાતક, ચક્રવાક, ચંડૂલ અને ચકલીઓનું મનોરમ ગાન; હરણાંનું અહીં તહીં કુદાકુદ કરવું એ એમને આનંદકારી લાગતું. તેઓ વનમાં ફરતાં. ને ખુશી થતાં. લક્ષ્મણ માતાપિતા સમાન ભાઈ ભાભીની સેવા કરતા અને જન્મ સફળ માનતા.

૩

દશરથ મહારાજાનો રામજી પર એટલો અનહદ પ્રેમ હતો, કે તેમના વિયોગ લાંબો કાળ સહી શક્યા નહિ. રામ ગયા તે દિનથી તે પથારીમાં પડ્યા. રામજીના ગયા પછી છઠ્ઠા દહાડાની રાત્રે રામ-રામ રટતાં દશરથ રાજાએ દેહ

ગાડ્યો. તેમનું ખરું મૃત્યુ તો રામ ગયા તે દહાડેજ થયું હતું, પણ જીવ રહેલો તે પણ પૂરો થયો, રાજાએ પુત્રસ્નેહને સીધે પ્રાણ ત્યાગ કર્યો; પણ મૃત્યુના ભયથી પ્રતિજ્ઞાભંગ કરી નાહ્ય.

રાજાનો સ્વર્ગવાસ થતાં, મંત્રિઓને ચિંતા થઇ કે તેમનો સંસ્કાર કોણ કરશે? ચારમાંથી એકપણ પુત્ર અત્યારે અયોધ્યામાં નથી. રાજાના શરીરમાં કેટલાં રસાયનવાળા પદાર્થો ભરી રાખી મૂકી ભરત, શત્રુઘ્નને મામા ઘેર તેડ્યા. તેઓ આવતાંવાર અયોધ્યાનાં શોક વન્ધા જોઈ વિલાપ કરવા લાગ્યા. ભાઈ અને પિતાના શોકમાં કોઇપણ વસ્તુ તેમને ધિરજ આપી શકે તેમ ન હતું.

ભરતે પોતાની મા કૈકેયીનો ઘણો તિરસ્કાર કર્યો, અને પોતાને જીવવા કરતાં મરી જવું વહાલું લાગતું; કેમકે લોકો એમ સમજતા કે ભરતની સલાહથી તેની માતાએ આ કૃત્ય કર્યું છે. તેણે કૈશલ્યા મા પાસે સેંકડો સોગન ખાઇ કહ્યું કે માતા! આમાં મારો જરાય અપરાધ નથી. મોટા-ભાઈના ચરણમાં મારી એવી અચલ શ્રદ્ધા છે કે તેમના સિવાય હું કોઇપણ રીતે રાજ્ય કરી શકું તેમ નથી.

ગમે તે પ્રકારે મન વાળી મૃતસંસ્કાર કરી નાગરિકો, સામંતો, મંત્રિઓની સાથે ભરતે મોટાભાઇને મળવા માટે ચિત્રકૂટ તરફ પ્રયાણ કર્યું. તેને ખાતરી હતી, કે મારી વિનવણીથી રામ જરૂર પાછા આવશે. રાજગાદી પર બેસવા માટે ગુરુ વગેરેની આજ્ઞા ન માની. તેનો જીવ, ભાઇના દર્શન માટે વ્યાકુળ બન્યો હતો.

સર્વજણ ચિત્રકૂટ પર પહોંચ્યા. આ બધી ધમાલ જોઇ લક્ષ્મણને સંદેહ થયો કે અવશ્ય ભરતનું આવવું કોઈ ગૂઢ કારણસર હોવું જોઇએ; પણ જ્યારે રામજીએ કહ્યું

સમજાવી કહ્યું, કે આવા ઓરા વિચાર
ત્યારે તે શાંત થયા, નહિતા તેઓ
લઈ ભરતને મારી નાખવા તૈયાર થ
ખબર ન હતી કે, પોતાના હૃદયમાં રામ
તેના કરતાં કેટલો ગંભીર અને અર્યાદિત
ભરતના હૃદયમાં શાંત રીતે વહેતો હતો
ભાવભક્તિને

ભરત, શત્રુઘ્ને આવી રામજીને દંડવત પ્રણ
અને લક્ષ્મણને ગળે વારંવાર ભેટવા લાગ્યા આ
પિતાના મૃત્યુ સમાચાર સાંભળી, અને એકાએક ભાઈઓ
મેળાપ થવાથી દરેકને અત્યંત દુઃખ થયું.

ભરતે રામને કહ્યું. "મોટાભાઈ! આપ કૃપા કરી અયોધ્યા પાછા પધારો. મારી માએ બુદ્ધિહીન બની વૈધવ્ય માગવી આપ સર્વનો વિયોગ કરાવ્યો છે. એ સર્વ દુઃખ ત્યારેજ ટળે કે આપ પાછા અયોધ્યા પધારો. રાજગાદી પર બેસવાનો અધિકાર આપનો છે. હું તે પર કદિ પગ મૂકનાર નથી." "જ્યાં સ્વામીના પગ રહે છે, ત્યાં સેવકનું માથું નમે છે" પછી હું કેમ માં લઈ તે સિંહાસન પર બેસી શકું? આપ પાછા ફરો, ને હું આપને બદલે વનવાસ વેઠી, પિતાની આજ્ઞા પૂરી કરૂં. તમારા ન આવવાથી અયોધ્યા અનાથ થઈ જશે.

આથી રામજી કંઈ વચનભંગ થાય તેમ હતું નહિ, ભરતને સમજાવી શાન્ત કર્યા. કહ્યું કે—"જે સત્યની રક્ષા માટે પિતાએ પ્રાણ ત્યાગ કર્યો, તે સત્યનું હું પાલન કરીશ."

લાચારીથી ભરત સર્વ જનસમુદાય સહિત અયોધ્યા પાછા આવ્યા. રસ્તામાં તેના ખેદ ને આંસુ રોકવાં બહુ ભારે પડતાં.

અયોધ્યા આવીને રામની પાદુકા રાજસિંહાસન પર પધરાવી, અને પોતે તપસ્વી વેશમાં નંદી ગામમાં રહી રામના આવવાના દિવસ ગણતા રહ્યા. કાજકાર્ય શત્રુઘ્ન કરતા. જરૂર પડે ભરતની સલાહ લેતા, અને પ્રજાપાલન કરતા. રામજીના આવતાં સુધી ભરતે અયોધ્યામાં પગ મરખો મૂક્યો નહિ.

૪

સીતા, લક્ષ્મણની સેવાથી ખુશ થતા રામચંદ્ર ચિત્રકૂટ પર વનવાસના દિવસ ગુજારતા હતા. પરંતુ તે જે શાન્તિ અને એકાંત ઇચ્છતા હતા તે ત્યાં મળવી દુર્લભ હતી. લોકોની ભીડ કાયમ રહેતી. છેવટે તે ત્યાંથી નીકળી અત્રિ મુનિના આશ્રમમાં આવ્યા. મુનિએ તેમનો સત્કાર કર્યો. અનસુયાદેવીને સીતાએ પ્રણામ કર્યાં. તે વખતે દેવીએ સીતાને આશીર્વાદ આપી ઉપદેશ કર્યો એ કે તે સીતાજીને અન્યાને હતો. કેમકે તે સાક્ષાત પતિવ્રતની મૂર્તિ હતા.

"પતિ વિના માત, પિતા, ભાઈનું સુખ સ્ત્રી ને નકામું છે. ધીરજ ધર્મ, મિત્ર અને નારીની આપદકાળમાં પરીક્ષા થાય છે. વૃદ્ધ, રોગી જડ, ધનહીન, અંધ, બહેરો, ક્રોધી, ગરીબ એવા પતિનું પણ અપમાન કરવાથી સ્ત્રી યમલોકને પામે છે. માત્ર સ્ત્રીને એકજ ધર્મ છે કે પતિમાં પ્રેમ રાખી તેની સેવા બજાવવી."

સીતા' આ હિન્દુ સ્ત્રીનો પરમ ધર્મ છે. તું આ ધર્મને અનુસરી પતિની છાયા બની ધર્મભાગિનીનું કામ કરજે; જેથી તારું કલ્યાણ થશે, અને દુઃખના દિવસો જોતજોતમાં દૂર થશે.

આ સાંભળી સીતાએ કહ્યું, "દેવી! આપે અક્ષરશઃ સત્ય કહ્યું છે મે બાળવયમાં માતાપિતાથી અને યૌવનમાં સાસુ અને પતિ પાસેથી જે સાંભળ્યું છે, તેજ આપ કહોછો,

લક્ષ્મણે પોતાની સેવા વડે રામ-સીતાને જરાય ઓછું આવવા દીધું નહિ.

સીતાને સ્વામી તરફથી અનુકૂળતા, અથવા રામને સીતા. અને પરસ્પરનો હૃદયનો પ્રેમ બહુ આનંદ આપતો.

રામને સીતા જેવી સહધર્મિણી સુખદુઃખની ભાગિની સ્ત્રી અને આજ્ઞાકારી ભાઈ મળવાથી પોતાને ભાગ્યવંત માનતા. વનવાસનું દુઃખ જરાય જણાતું નહિ. રાજપાટ નહતું ગામ ન હતું: સંસાર સુખનાં સાધનો ન હતાં: પરંતુ બે સ્નેહી હૃદયો પર પોતાનું સામ્રાજ્ય હતું તેની આગળ ત્રિલોકનું રાજ્ય વિસાતમાં ન હતું.

આમ સીતા વિચારતાં કે 'પંચવટી જેવો આ સુંદર પ્રદેશ, જીવ કરતાં પણ વધારે પ્રિય પતિ-પરમેશ્વરની છાયામાં નિવાસ, પુત્ર સમા વાત્સલ્ય ભાવથી પૂજા કરનાર નાના દિયરની સેવા મળે છતાં આ શું અયોધ્યાની પટરાણી કરતું ઓછું હતું?'

આમ સુખથી તેમના દિવસો વીતતા હતા; પરંતુ કર્મના કાંટાને આ સુખ ન ગમ્યું. એક વિપદ વાદળી આવ્યું અને તે સીતાના જીવનપર્યંત છવાયેલું રહ્યું.

પરંતુ આ વિપત્તિઓમાં સીતાના ચરિત્રની મહત્તા, ઉચ્ચતા અને નારી ધર્મની સત્કીર્તિ પ્રકાશમાં આવી અને સીતાનું જીવન ઉજ્વળ થયું. કેમકે—' સોનું અને માણસ જેમ જેમ કસોટી પર વધુ ચડે છે; તેમ તેની ખરી કિંમત અંકાય છે.

૬

એક દિવસે પંચવટીમાં આ ત્રણે જણ બેસી વાતચીત કરતાં હતાં. તેવામાં શુર્પણખા નામની રાક્ષસણી ત્યાં આવી પહોંચી. રામ-લક્ષ્મણની સુંદરતા જોઈ, તેના મનમાં પાપરૂપી વાસના પેદા થઈ. તરતજ રામ પાસે આવી કહ્યું.—' મેં

આજસુધી લગ્ન કર્યું નથી. મારે લાયક કોઈ વર મળતો નથી. પરમાત્માની કૃપાથી તમો આજ જડી આવ્યા છો. તમારા સર્વગુણો મારા પતિ થવાને લાયક છે. મહાભાગ્યે તમો મળ્યા છો, માટે આવો, મારી સાથે લગ્ન કરો."

આ સાંભળી રામે તેને ધમકાવી અને હસતાં ઉત્તર વાળ્યો—"મારે તો એક સ્ત્રી છે, પછી બીજી સ્ત્રીની ઇચ્છા શા માટે કરું? હા, મારો નાનો ભાઈ છે, તેને પૂછ. જો તેની ઇચ્છા હોય તો તે તારી સાથે પરણશે." આ સાંભળી શુર્પણખા લક્ષ્મણ પાસે આવી ને પોતાની ઇચ્છા જણાવી. કે લક્ષ્મણ તેને મારવા દોડ્યા. રામે કહ્યું કે સ્ત્રીનો વધ કરવો એ શાસ્ત્રોમાં પાપ માનેલું છે, ત્યારે લક્ષ્મણે તે દુષ્ટ રાક્ષસણીના નાક-કાન કાપી લીધાં. તેના નાક-કાનમાંથી લોહીની ધારાઓ વહેવા લાગી અને રડતી રડતી ત્યાંથી નાઠી. પોતાના ખર-દૂષણ નામના ભાઈઓ પાસે જઈ પોતાના દુઃખનાં રોદણાં રડવા લાગી.

પોતાની બેનની આવી દુર્દશા જોઈ, ખર-દૂષણને ખૂબ ક્રોધ વ્યાપ્યો. તરતજ તેમણે રામ-લક્ષ્મણને મારવા માટે ચૌદ હજાર રાક્ષસોની સેના મોકલી. જ્યારે સેના પાસે આવી ત્યારે રામે લક્ષ્મણને સીતા સાથે એક પર્વતની ગુફામાં છુપાવા કહ્યું, ને પોતે ધનુષ્ય બાણ લેઈ રાક્ષસો સામા થયા. રામે એકલાજ હાથે પોતાની બાણ વિદ્યાનો એવો ચમત્કાર બતાવ્યો કે સઘળું સૈન્ય નાશ પામ્યું.

યુદ્ધમાં જીતીને રામ જ્યારે સીતા અને લક્ષ્મણ પાસે આવ્યા ત્યારે આનંદથી પરસ્પર મળવા લાગ્યાં. સીતાની આંખમાંથી આનંદની અશ્રુધારા ઉભરાઈ આવી. આવા ભયંકર રણમાંથી જીત મેળવી, હસતો રમતો જેનો પતિ, પોતાની પત્ની પાસે આવે, તેની પત્નીની પ્રસન્નતાની સીમા ક્યાં?

# માયાવી મૃગ

ખર-દૂષણ અને તેના સૈન્યનો નાશ થઇ ગયો, પરંતુ આટલાથી વિપત્તિ વાદળ દૂર થવાનું નહતું, હજી તો એવાં કેટલાંય વાદળ મેરાવાનાં હતાં. થોડાજ સમયમાં એવો તો વજ્રપાત થયો કે આ બિચારાં શાન્ત તપસ્વીઓની શાન્તિ નષ્ટ થઇ.

ભાઇઓના મરવાથી, નિરાશા અને દુઃખની મારી શૂર્પણખા પોતાના ભાઇ રાવણ પાસે જઈ પહોંચી. પોતાના બે ભાઇઓનું મરાવું, અને નાક-કાનનું કપાવું રડતી રડતી જણાવા લાગી. આ સાંભળી રાવણનું હૃદય શોક, દુઃખ ને ક્રોધથી બળબળી ઉઠયું. રાવણ દાંત પીસવા લાગ્યો અને હોઠ કરડવા લાગ્યો. રાવણની ચિકિત્સા જોઇ શૂર્પણખાએ બળતામાં વધુ ઘી હોમવા માટે રોવા માંડયું. જગતમાં ઘણીવાર નજરે પડે છે કે "જ્યાં હજારો ઉપદેશ અને કરોડો ભાષણકારોના શબ્દની કાંઇ અસર થતી નથી, ત્યાં સ્ત્રીનું એકજ વખતનું રડવું પણ કામ કરે છે; એટલે કે સ્ત્રીઓ પોતાના રૂદનથી ભારે જીત મેળવે છે." અહીં પણ એમજ બન્યું. જેમ જેમ શૂર્પણખાનું રડવું વધતું ગયું, તેમ તેમ રાવણનો ક્રોધ વધતો ગયો. જ્યારે રાવણ ક્રોધથી આંધળો થયો, ત્યારે શૂર્પણખાએ કહ્યું "ભાઇ એ દુષ્ટ તપસ્વીકુમારોની સાથે એક બહુ સૌન્દર્યવાળી સ્ત્રી છે. જેની પાસે સ્વર્ગની સુંદરીઓ પણ પાણી ભરે. તમે તેને ઉપાડી લાવી, તમારી મહારાણી બનાવો, તેમની પાસેથી તેનો વિયોગ કરાવો, ત્યારેજ મને શાન્તિ થશે. સાચું માનશો. ભાઇ! એના જેવી સુંદરી તમારા અંતઃપુરમાં નથી.

તમે જઈને જુઓ. એતાંજ મોહ પામી જશો. તેને લાવવાથી એક સાથે ઘણાં કામ થશે. તમને એક સુંદર સ્ત્રી મળશે, વૈરીનું વેર વળશે, અને તે ભાઇઓ વગર મારે મરી જશે. એઓ ત્યાં બળ ન વાપરતા. કેમકે જેમણે ખર-દૂષણ જેવા વીરોને સૈન્ય સહિત મારી નાખ્યા, તેઓ સામાન્ય જીવો નથી. તેમની સાથે કપટથી જીતાશે. કપટથી તેની સ્ત્રી ને ઉપાડી લાવો અને મારા મનની આશ હોલવો."

શુર્પણખાની વાત સાંભળી પાપી રાવણના મનમાં પાપની વાસના ઉઠી અને સીતાના રૂપ-લાવણ્યમાં તેનું મન ડૂબી ગયું. તેણે તરત કહ્યું:—બ્હેન! શાંત થા. જે પાપીઓએ તારી આ દુર્દશા કરી છે, તે તેમના કર્મનું ફળ અવશ્ય ભોગવશે." પછી રાવણ મારીચ પાસે ગયો અને કહ્યું—મિત્ર! તમારી સહાયતાની મને જરૂર છે. હું એક સ્ત્રીનું હરણ કરવા ચાહું છું, તમે તેના પતિ અને દિયરને ભૂલાવો આપવા માટે સોનેરી મૃગનું રૂપ લો. આમ તેઓ તમને મારવા આવશે, આમ હું તે સીતાને ઉપાડી ચાલ્યો જઇશ."

ગમે તેવો દુષ્ટ હોવા છતાં મારીચ તેને રોકવા લાગ્યો; પરંતુ જ્યારે રાવણે મારીચને ખુબ ધમકાવ્યો, ત્યારે તૈયાર થઇ તે બન્ને પંચવટીની પાસે યોજના પ્રમાણે આવી પહોંચ્યા.

૨

એ દિવસે ત્રણે વનવાસીઓ પર્ણકુટીમાં બેસી મનોહર વાર્તાલાપ કરી આનંદ કરતાં હતાં. એવામાં એક આકર્ષણ સોનેરી હરણ ચરતું સીતાના જોવામાં આવ્યું. તેની ચપકાદાર રૂપકાન્તિ. તનમનાટ, દોડધામ જોઇ સીતાનું મન હરાઇ

ગયું. સીતાએ પતિને વિનયપૂર્વક કોમળ વચનો કહ્યાં—આર્યપુત્ર! જુઓ, જુઓ. આ કેવો સુંદર મૃગ છે! તેને પકડી આશ્રમમાં બાંધી રાખવો, અને જો જીવતો નહિ પકડાય તો મારીને પણ લાવશો કેમકે તેનું ચામડું એવું સુંદર છે કે તે પર બેસી આનંદ થશે.

રામજીનું ચિત્ત પણ એ મૃગે હરી લીધું હતું. પોતાની વ્હાલીનાં વચનો સાંભળતાં તે તૈયાર થયા. જતાં જતાં લક્ષ્મણને કહ્યું—" ભાઇ ! હું એ હરણ પાછળ જાઉં છું. તું ઘણી સાવધાનીથી સીતાની રક્ષા કરજે કેમકે વનમાં તરેહ તરેહન ભયાવી રાક્ષસો ફરતા હોય છે. એથી સીતાને કંઇ વિપત્તિ કે કષ્ટ થાય નહિ. વિરાધની વાતતો ભૂલાઈ નહિ હોય ?

આટલું કહી રામ ચાલ્યા. રામને જોઈ મૃગ નાઠો. દોડતાં દોડતો રામને ઘણે દૂર ખેંચી ગયો. કોઈ વખત નજરે પડતો તો કોઇ વખત છુપાઈ જતો. આથી રામને સ્પષ્ટ લાગ્યું કે—" આ સાધારણ મૃગ નથી, પણ કોઇ માયાવી મૃગ જણાય છે, જો રાક્ષસે માયા વડે મૃગરૂપ લીધું હશે, તો અવશ્ય તેને હું મારીશ." આટલું વિચારતામાં તો જ્યાં મૃગ નજરે પડયો કે રામે તરત એક શર તાકીને લગાવ્યું કે મૃગ પડતા પડતાં હે લક્ષ્મણ ! હે સીતા !! બોલતો મરણ પામ્યો.

